§૧૨ જૈન—ઉક્ત અનુમાનમાં ધર્મી તરીકે ગ્રહણ કરેલ અભાવની સિદ્ધિ વિકલ્પમાત્રથી જ છે-એમ કહીએ છીએ અને છતાં હેતુમાં આશ્રયાસિદ્ધિ દોષ નથી. કારણ કે અવસ્તુ(અભાવ)રૂપ વાન્ધ્યેયાદિ પદાર્થની સિદ્ધિ વિકલ્પથી જ માનવી જોઈએ અન્યથા વન્ધ્યાપુત્રાદિ શબ્દોનો ઉચ્ચાર જ તમારાથી થઈ શકશે નહિ. અને અમે વન્ધ્યાપુત્રાદિ શબ્દો કદી પણ બોલતા જ નથી એવું પણ તમે કહી શકશો નહિ. કારણ કે જગત્માં વન્ધ્યાપુત્ર છે કે નથી? એ પ્રમાણે જ્યારે કોઈએ રાજાની સભામાં આવીને પૂછ્યું હોય ત્યારે વન્ધ્યાપુત્ર અંગે તમારે વિધાયક કે નિષેધક એ બે પ્રકારમાંથી કોઈ પણ એક પ્રકારનો ઉત્તર આપવો જ પડશે. કારણ કે-કંઈ પણ ન બોલતાં મૌન રહેશો અથવા જે વિષે કશું જ જાણવાની ઈચ્છા નથી એ વિષે કાંઈક બોલશો તો ગાંડામાં ખપશો અને જો વન્ધ્યાપુત્ર વિષે વિધાયક કે નિષેધક ઉત્તર કરશો તો એ કઈ રીતે સિદ્ધ છે એમ પ્રશ્ન થતાં પ્રમાણ શોધવાની આવશ્યકતા ઉપસ્થિત થતાં તમે જો અનુમાન પ્રમાણનું ઉચ્ચારણ કરશો તો તે તો આશ્રયાસિદ્ધિ દોષથી ગ્રસ્ત હશે. અને બધું જ પ્રમાણરહિત વચનમાત્ર તો બુદ્ધિમાન્ પ્રશ્નકર્ત્તાને માટે અનપેક્ષિત થશે. અર્થાત્ અસંગત વચન બની જશે. વળી વન્ધ્યાપુત્રમાં અસ્તિત્વ અને નાસ્તિત્વ ઉભયનો અભાવ છે, એમ પણ તમે કહી શકશો નહિ. કારણ કે વિધિ ભાવસ્વરૂપ છે. અને નિષેધ અભાવસ્વરૂપ છે. માટે એકના નિષેધથી બીજાનો વિધિ થઈ જ જાય છે. કેમકે-વિધિનો પ્રતિષેધ એ નિષેધ છે અને નિષેધનો પ્રતિષેધ એ વિધિ છે. અથવા તમારી ઉભયાભાવની પ્રતિજ્ઞા ભલે રહો પરંતુ તેમાં જે હેતુ કહેશો તેના આશ્રયાસિદ્ધિદોષનો પરિહાર તો થશે નહિ. કહ્યું છે કે—

"આ જગત્માં અવસ્તુ(વાન્ધ્યેયાદિ)માં (અસ્તિત્વાદિ) કોઈ ધર્મની બાધા કે વિધિનો વ્યવહાર પ્રમાણ સિદ્ધ છે કે નહી ? બાધા કે વિધિ વ્યવહાર પ્રમાણ સિદ્ધ છે એમ કહો તો-પૂર્વોક્ત આશ્રયાસિદ્ધયાદિ દોષો કેમ નહિ આવે ? યદિ કહો કે-અવસ્તુમાં બાધ વિધિ વ્યવહાર પ્રમાણસિદ્ધ નથી, તો સ્વવચનના વિરોધની સિદ્ધિ થઈ."

"અવસ્તુમાં બાધાવિધિ વ્યવહાર નથી" આ વચનનો વિરોધ એ જ વચનથી છે, અર્થાત્ સ્વવચનનો સ્વવચનથી જ વિરોધ છે, કારણ કે- જો વ્યવહાર ન થતો હોય તો- 'વ્યવહાર નથી' એમ કહેવું તે પણ વિરુદ્ધ છે. શ્લોકના અંતિમ પાદનો આ અર્થ જાણવો. અનુમાનમાં કહેલ 'ઘોડાના શિંગડારૂપ' દૃષ્ટાન્તને પણ વિકલ્પથી પ્રસિદ્ધ સ્વીકારવું જોઈએ, અને વસ્તુ—ભાવથી એકાન્ત ભિન્ન હોવાથી ઘોડાના શિંગડામાં ભાવની અનુત્પાદકતા પણ પ્રસિદ્ધ જ છે. માટે આ દૃષ્ટાન્ત સાધ્ય અને સાધનથી રહિત નથી.

(प०) **शब्दानुच्चरणप्रसङ्गादि**ति भवतोऽपि । **अस्ये**ति भवतः । **निष्प्रमाणकमि**ति अनुमानाभावे । **तत्रे**ति वान्ध्येयादौ ।

**कस्यचिदि**ति अस्तित्वादेः । **मानसिद्धे**ति प्रमाणसिद्धा । **बाधाविधिव्यवहृति**रिति निषेधविधिव्यवहारः । **ढ्यन्ती**ति पूर्वोक्तान्यस्तानि । **न दूषणानी**ति भवन्मतेऽपि ।

**स्वग्रमि**ति त्वयैव । **तत्रे**ति तुरङ्गशृङ्गदृष्टान्ते । **अस्ये**ति तुरङ्गशृङ्गदृष्टान्तस्य ।

(टि०) **विकल्पमात्रा**दित्यादि ॥ **तत्प्रतिपत्तिमि**ति धर्मितयोपात्ताभावप्रतिपत्तिम् । **अवस्तुनी**ति वान्ध्येयादौ विषये । **अन्यथे**ति विकल्पसिद्धस्यस्वीकारे । **अयमि**ति वान्ध्येयादिशब्दः । **तूष्णीमि**ति मौनमाश्रयतः । **अस्ये**ति नैयायिकस्य । **अप्रतिपित्सितमि**ति प्रतिपत्तुमनिष्टं किञ्चिज्जल्पतः । **तथाविधे**ति अप्रतिपित्सितवाक्योद्गारे । **एतदि**ति वाक्यम् । **प्रमाणगवेषणे** इति प्रमाणान्वेषणे । **उभयाभाव** इति विधिनिषेधाभावः । **अस्तु वोभये**त्यादि । **तत्रे**ति उभयप्रतिषेधप्रतिज्ञायाम् ।

**तत्र चे**ति तुरङ्गश्रृङ्गे । **'अस्ये**ति तुरङ्गविषाणदृष्टान्तस्य ।

§१३ ननु जैनैर्भावादभिन्नस्याभावस्याभ्युपगमाद्, वाद्यसिद्धो हेतुरिति चेत् तदसत्। पराभ्युपगताभावस्य धर्मीकृतत्वात्, तस्य च भावादेकान्तेन पृथग्भूततया जैनैरपि स्वीकारात्। न खल्ववस्तु वस्तुभूताद्भावादभिन्नमिति मन्यन्ते जैनाः। ततो नाभावो भावोत्पादकस्तत्रास्तीति सिद्धम्।

§१३ **નૈયાયિક**—જૈનોએ અભાવને ભાવથી અભિન્ન સ્વીકારેલ હોવાથી 'ભાવથી એકાન્ત ભિન્ન હોવાથી' એ હેતુ વાદી જૈનને અસિદ્ધ છે.

**જૈન**—તે અસંગત છે. કારણ કે-અમે નૈયાયિકોએ સ્વીકારેલ અભાવને જ ધર્મી કહેલ છે, અને તેને તો જૈનો પણ ભાવથી એકાંત ભિન્ન સ્વીકારે છે. કારણ કે-જૈનો અવસ્તુને વસ્તુરૂપ ભાવથી અભિન્ન માનતા નથી. માટે તમોને માન્ય અભાવ ભાવોત્પાદક નથી એ સિદ્ધ થયું.

(प०) **नन्वि**ति पर पृच्छति । **वाद्यसिद्ध** इति वादिनो भवतोऽसिद्धः । **तदसदि**त्यादि जैनः । **पराभ्युपगताऽभावस्ये**ति यौगाभ्युपगताऽभावस्य । **तस्ये**ति पराभ्युपगताभावस्य स्वीकारादित्यग्रे 'यत-' इति गम्यम् । **अवस्त्वि**ति पराभ्युपगताभावरूपम् ।

(टि०) **पराभ्युपगते**ति नैयायिकाङ्गीकृताभावस्य । **तस्ये**ति पराभ्युपगताभावस्य ।

§१४ किञ्च । यदा प्रतिबन्धकाभावो विभावसुस्वरूपादेकान्तभिन्नोऽभ्युपागामि, तदा विभावसुः प्रतिबन्धकस्वभावः स्वीकृतः स्यात्, प्रतिबन्धकाभावाद् व्यावर्तमानत्वात्, मणिमन्त्रादिप्रतिबन्धकस्वरूपवत्। तथा च कथं कदाचिद्दाहादिकार्योत्पादो भवेत्? विभावसोरेव प्रतिबन्धकत्वात्। अथ कथं विभावसुः प्रतिबन्धकः स्यात्?, तत्र प्रतिबन्धकप्रागभावस्य विद्यमानत्वात्। तदनवदातम्। एतावता हि तत्र वर्तमानः प्रतिबन्धकप्रागभाव एव प्रतिबन्धकस्वभावो मा भूत्, विभावसुस्वरूपं तु तदभावाद् व्यावर्तमानं प्रतिबन्धकतां कथं न कलयेत्?। यथा हि प्रतिबन्धकः स्व(स्वा)भावाद् व्यावर्तमानः प्रतिबन्धकतां दधाति, तथा तनूनपादपि प्रतिबन्धकाभावाद् व्यावर्त्तमानमूर्तिः कथं न प्रतिबन्धकरूपतां प्रतिपद्येत?। स्याद्वादिनां तु भावाभावोभयात्मकं वस्त्विति प्रतिबन्धकाभावात्मनः कृष्णवर्त्मनो न प्रतिबन्धकरूपता।

---

१ न तस्य-इति मूलपाठः डे २ संमतः ।

§૧૪ વળી, તમે પ્રતિબંધકાભાવને અગ્નિથી એકાંત ભિન્ન માનતા હો તો મણિમન્ત્રાદિ પ્રતિબંધકના સ્વરૂપની જેમ અગ્નિ પણ પ્રતિબંધકાભાવથી ભિન્ન હોવાથી તમારે તેને પ્રતિબંધક રૂપે માનવો પડશે, અને તેમ થતાં અગ્નિથી ક્યારેય પણ દાહાદિકાર્યની ઉત્પત્તિ થશે નહિ, કારણ કે અગ્નિ પોતે પ્રતિબંધક છે.

**નૈયાયિક**—અગ્નિ પ્રતિબંધકરૂપે કઈ રીતે હોઈ શકે ? કારણ કે તેમાં તો પ્રતિબંધકનો પ્રાગભાવ છે.

**જૈન**—તમારું આ કથન દૂષિત છે. કારણ કે એથી તો એમ કહી શકાય કે અગ્નિમાં રહેલ પ્રતિબંધકપ્રાગભાવ જ પ્રતિબંધક સ્વભાવ નથી, પરંતુ સ્વયં અગ્નિ જે પ્રતિબંધક પ્રાગભાવથી ભિન્ન છે તે પ્રતિબંધકરૂપ કેમ નહિ બને ? જેમ પ્રતિબંધક પોતાના અભાવથી જુદો હોઈ પ્રતિબંધક બને છે, તેમ અગ્નિ પણ પ્રતિબંધકાભાવથી ભિન્ન સ્વરૂપવાળો હોવાથી પ્રતિબંધક સ્વભાવ કેમ નહિ બને ? અને અમો સ્યાદ્વાદીઓના (અનેકાંતવાદીઓના) મતમાં તો વસ્તુમાત્ર ભાવાભાવ ઉભયસ્વરૂપ હોવાથી પ્રતિબંધકાભાવ સ્વરૂપ અગ્નિ પ્રતિબંધકસ્વરૂપ નથી.

(प०) **अथे**त्यादि परः । **तत्रे**ति विभावसौ **प्रतिबन्धकप्रागभावस्ये**ति अद्यापि प्रतिबन्धस्यानुत्पन्नत्वात् ।

(टि०) **अथ कथमि**त्यादि ॥ **तत्रे**ति विभावसौ । **तत्रे**ति कृपीटयोनौ । **तदभावादि**ति प्रतिबन्धकाभावात । **'स्याद्वादिनामि**ति जैनानाम् ।

§१५ किञ्च । प्रतिबन्धकाभावस्य कारणत्वे, प्रतिबन्धकस्य कस्यचिन्नैकटचेऽपि प्रतिबन्धकाभावान्तराणामनेकेषां भावात् कथं न कार्योत्पादः? । न हि कुम्भकारकारणः कुम्भः कुम्भकारस्यैकस्याभावेऽपि कुम्भकारान्तरव्यापारान्न भवति । न चैक एव कश्चित्प्रतिबन्धकाभावः कारणम्, यदभावात् तदानीं न कार्यं जायते, तद्वदेव, त्वन्मतेन सर्वेषामवधृतसामर्थ्यत्वात् ।

§१६ अथ सर्वे प्रतिबन्धकाभावाः समुदिता एव कारणम्; न पुनरेकैकशः कुम्भकारवत्, तर्हि कदाचिदपि दाहादिकार्योत्पत्तिर्न स्यात्, तेषां सर्वेषां [न] कदाचिदभावाद्, भुवने मणिमन्त्रतन्त्रादिप्रतिबन्धकानां भूयसां संभवात् ।

§१७ अथ ये प्रतिबन्धकास्तं तनूनपातं प्रतिबद्धुं प्रसिद्धसामर्थ्याः, तेषामेवाभावाः सर्वे कारणम्, न तु सर्वेषाम्, सर्वशब्दस्य प्रकारकात्स्न्र्ये वर्त्तमानस्य स्वीकारात्–इति चेत् ।

ननु प्रसिद्धसामर्थ्या इति सामर्थ्यशब्दस्यातीन्द्रिया शक्तिः, स्वरूपं वा प्रतिबन्धकानां वाच्यं स्यात् । प्राच्यपक्षकक्षीकारे; क्षीणः क्षणेनावयोः कण्ठशोषः; अतीन्द्रियशक्तिस्वीकारात् । द्वितीयपक्षे तु त एव तं प्रति प्रतिबन्धकाः; नापरे, इति कौत-

स्कुती नीतिः ? स्वरूपस्योभयेषामपि भावात् । न खलु मणिमन्त्रादेः कञ्चिदेव जात-वेदसमाश्रित्य तत्स्वरूपम्, न पुनर्जातवेदोऽन्तरमिति ।

§૧૫ વળી, કાર્યોત્પત્તિમાં પ્રતિબંધકાભાવને પણ તમે કારણ માનો છો તો કોઈ પણ એક પ્રતિબંધક સમીપમાં હોવા છતાં બીજા અનેક પ્રતિબંધકાભાવની વિદ્યમાનતા હોવાથી દાહાદિ કાર્યની ઉત્પત્તિ કેમ થતી નથી ? લોકમાં પણ કુંભારનું કાર્ય ઘટ છે તો તે ઘટ કોઈ એક કુંભાર ન હોય તો બીજા કુંભારના વ્યાપારથી શું નિષ્પન્ન નથી થતો ? કોઈ એક જ પ્રતિબંધકનો અભાવ તો કારણ નથી, જેથી તે એકના અભાવને કારણે તે વખતે કાર્ય ન થાય. તે જ પ્રમાણે તમારા મતમાં તે અને બીજા સર્વ પ્રતિબંધકાભાવો કાર્યોત્પાદમાં સમર્થ રૂપે નિશ્ચિત હોઈ તેમાનાં કોઈનો પણ સદ્ભાવમાં કાર્યોત્પત્તિ થવી જોઈએ.

§૧૬ **નૈયાયિક**—બધા પ્રતિબંધકાભાવો સમુદિતરૂપે જ કારણ છે, પરંતુ કુંભારની જેમ પ્રત્યેક કારણરૂપ નથી.

**જૈન**—તો પછી કદી પણ દાહાદિ કાર્યની ઉત્પત્તિ નહિ થાય, કારણ કે-સમસ્ત પ્રતિબંધકાભાવોનો કદી પણ સંભવ નથી. કારણ કે-જગત્માં મણિમંત્ર તન્ત્ર વિગેરે અનેક પ્રતિબંધકો વિદ્યમાન હોય જ છે.

§૧૭ **નૈયાયિક**-જે પ્રતિબન્ધકોનું તે અગ્નિનો પ્રતિબન્ધ કરવાનું સામર્થ્ય પ્રસિદ્ધ છે, તેઓના જ અભાવો કારણ છે પરન્તુ સઘળા પ્રતિબન્ધકોના સમુદિત અભાવો કારણ નથી, કારણ કે અમે અહીં સર્વશબ્દને તે તે પ્રકારની સમગ્રતા એ અર્થમાં સ્વીકારેલ છે.

**જૈન**—અહીં તમે 'સામર્થ્ય પ્રસિદ્ધ છે' એમ જે કહ્યું તેમાં સામર્થ્ય શબ્દનો અર્થ અતીન્દ્રિય શક્તિ છે કે પ્રતિબન્ધકોનું સ્વરૂપ છે?. પ્રથમ પક્ષ—એટલે કે 'અતીન્દ્રિયશક્તિ' સ્વીકારો તો-આપણો ઝઘડો પતી ગયો. કારણ કે-તમે જ અતીન્દ્રિયશક્તિનો સ્વીકાર કરી લીધો. અને જો સ્વરૂપ પક્ષ સ્વીકારો તો તે પદાર્થો જ તે કાર્ય પ્રત્યે પ્રતિબંધકો છે, અને બીજા નથી એ નીતિ શા માટે ? કારણ કે-સ્વરૂપ તો પ્રતિબંધ કરવાને સમર્થ અને અસમર્થ બન્ને પ્રકારના પ્રતિબન્ધક પદાર્થમાં છે જ. વળી મણિમન્ત્રાદિનું જે પ્રતિબંધક સ્વરૂપ છે તે કોઈ એક અગ્નિની અપેક્ષાએ જ છે, અને બીજા અગ્નિની અપેક્ષાએ નથી એમ તો નથી.

(૫૦) **किञ्चेत्यादि** जैनो यौग पृच्छति । **कारण**त्वे इति दाहादेः । **प्रतिबन्धकस्ये**ति मण्यादेः । **कस्यचि**दिति एकस्य । **कश्चि**दिति विवक्षितः कश्चिन्मण्यभावादि । **तद्वदिव** विवक्षितः कश्चिदिव। **कदाचिदभावाद्**इति देशकालान्तरिताः सर्वेऽपि प्राप्यन्ते इति नास्ति।

**प्रसिद्धसामर्थ्या** इति प्रसिद्धसामर्थ्या अत एव ये निकट भवन्ति न पुनर्देशान्तरिता योजनान्तरिताश्च । **प्रकारकार्त्स्न्ये** इति अप्रथितासमर्थप्रकारः ।

**नन्वित** जैन. पृच्छति । **स्वीकारादि**ति त्वयाऽपि । **द्वितीयपक्षे** इति स्वरूपपक्षे । **कौतुकुस्ती नीतिरि**ति अग्रे 'किम्' इति गम्यम् । **उभयेषामि**ति निकटस्थानां दूरस्थानां चेति भावत् । **जातवेदसमि**ति अग्निम् ।

(टि०) **कस्यचिदि**ति मणि-मन्त्रसद्भावेपि। **प्रतिबन्धके**ति औषधमन्त्राद्यभावानां बहूनां **यदभावादि**ति यस्य एकस्य प्रतिबन्धकस्याभावात् । **तद्वदेवे**ति एकप्रतिबन्धकवत् । **त्वन्मतेने**ति यौगाभिप्रायेण । **सर्वेषामि**ति प्रतिबन्धकाभावादीनाम् । **अवधृते**ति गृहीतसाबल्यात् ।

**समुदिता एवे**ति मिलिता एव दाहादिकार्यस्य कारणता व्रजेयुः पञ्चकुलवत् । **तेषामि**ति प्रतिबन्धकाभावानाम् ।

**अथ ये** इत्यादि ॥ **तनूनपातमि**ति वैश्वानरम् । **प्रतिबद्धुम्** इति कार्योत्पादसामर्थ्यविकलं विधातुं प्रत्यलम् । **तेषामि**ति प्रतिबन्धकाभावानाम् ।

**द्वितीये**ति स्वरूपमात्रपक्षकक्षीकारे **त एवे**ति प्रसिद्धसामर्थ्या एव **तं प्रती**ति तनूनपातं प्रति । **अपरे** इति असमर्थाः । **उभयेषामि**ति प्रतिबद्धुं समर्थानामसमर्थानां च स्वरूपमात्रे सामर्थ्याऽसामर्थ्यभेदस्यासंभवात् । **तत्स्वरूपमि**ति प्रतिबन्धकस्वरूपम् ।

§१८ तथा न प्रतिबन्धकस्यात्यन्ताभावस्तावत् कारणतया वक्तुं युक्तः, तास्य सत्त्वात् अन्यथा जगति प्रतिबन्धककथां प्रत्यस्तमयप्रसङ्गात् । अपरे पुनः प्रतिबन्धकाभावा एकैकशः सहकारितां दधीरन्, द्वित्रा वा । प्रथमपक्षे प्रागभावः, प्रध्वंसाभावः, परस्पराभावः, यः कश्चिद्वा सहकारी स्यात् । न प्रथमः, प्रतिबन्धकप्रध्वंसेऽपि पावकस्य प्लोषकार्योपलम्भात् । न द्वितीयः, प्रतिबन्धकप्रागभावेऽपि दहनस्य दाहोत्पादकत्वात् । न तृतीयः, प्रतिबन्धकसंबन्धबन्धोरपि धनञ्जयस्य स्फोटघटनप्रसङ्गात्, तस्य तदानीमपि भावात् । न चतुर्थः, प्ररूपयिष्यमाणानियतहेतुकत्वदोषानुषङ्गात् । द्वित्रप्रतिबन्धकाभावभेदे तु किं प्रागभावप्रध्वंसाभावौ, प्रागभावपरस्पराभावौ, प्रध्वंसाभावपरस्पराभावौ, त्रयोऽपि वा हेतवो भवेयुः । नाद्यः पक्षः, उत्तम्भकनैकट्ये तावन्तरेणापि पावकस्य प्लोषकार्यार्जनदर्शनात् । न द्वितीयतृतीयतुरीयाः, प्रतिबन्धकपरस्पराभावस्य प्राक् तदकारणत्वेन वर्णितत्वात्, भेदत्रयस्यापि चास्य परस्पराभावसंवलितत्वात् ।

§૧૮ વળી, પ્રતિબન્ધકના અત્યન્તાભાવને તો કારણ તરીકે કહી શકશો જ નહિ કારણ કે-તેનો અત્યંતાભાવ છે જ નહિ. અન્યથા જગત્માં પ્રતિબંધકની કથા રહેશે જ નહિ. અને પ્રતિબંધકના પ્રાગભાવાદિ અન્ય અભાવો એકલા જ સહકારી બને છે કે બે કે ત્રણ મળીને સહકારી બને છે ? એકલો જ અભાવ-સહકારી બનતો હોય તો તે-પ્રાગભાવ, પ્રધ્વંસાભાવ, પરસ્પરાભાવ, કે ગમે તે કોઈ સહકારી છે ? પ્રતિબન્ધકના પ્રાગભાવને સહકારી કારણ કહી શકશો નહિ. કારણ કે-પ્રતિબન્ધકના પ્રધ્વંસ કાલમાં પણ અર્થાત તે વખતે પણ પ્રાગભાવ નથી છતાં પણ અગ્નિનું દાહાદિ કાર્ય જોવામાં આવે છે. પ્રતિબંધકનો પ્રધ્વંસાભાવ પણ સહકારી કારણ નથી કારણ કે-પ્રતિબંધકના પ્રાગભાવ કાલમાં પણ એટલે કે તે વખતે પ્રધ્વંસાભાવ નથી છતાં પણ અગ્નિનું દાહાદિ કાર્ય જોવાય છે. એ જ રીતે તૃતીય-અન્યોન્યાભાવને પણ સહકારી કારણ કહી શકાય નહિ કારણ કે-પ્રતિ-

બંધકનો સંબંધ હોય ત્યારે પણ અગ્નિથી સ્ફોટ (ફોડલા)ની ઉત્પત્તિનો પ્રસંગ આવશે કારણ કે-અન્યોન્યાભાવ તો પ્રતિબંધક કાલમાં પણ વિદ્યમાન છે જ. ગમે તે કોઈ સહકારી માનવો એ ચોથો પક્ષ પણ યોગ્ય નથી. કારણ કે તેમ માનવામાં નિયત હેતુનું નિરૂપણ થતું ન હોવાથી અનિયત હેતુકતા રૂપ દોષ આવશે. એને વિષે આગળ કહેવાશે. આ પ્રકારે કોઈ એક અભાવ સહકારી કારણ બને છે એ પક્ષ સંગત નથી અને જો બે કે ત્રણ પ્રતિબંધકાભાવ મળીને સહકારી કારણ છે-એ પક્ષ સ્વીકારો તો-પ્રાગભાવ અને પ્રધ્વંસાભાવ, પ્રાગભાવ અને પરસ્પરાભાવ કે પ્રધ્વંસાભાવ અને પરસ્પરાભાવ સહકારી કારણ છે કે પછી ત્રણે સમુદિત સહકારી કારણ છે ? પહેલો પક્ષ યોગ્ય નથી કારણ કે-અગ્નિ પાસે પ્રતિબંધક હોય ત્યારે તેનો પ્રાગભાવ અને પ્રધ્વંસાભાવ નથી. છતાં પણ જો ઉત્તેજક (સૂર્યકાન્તમણિ) સમીપમાં હોય તો અગ્નિનું કાર્ય જોવાય છે. અર્થાત ઉક્ત બન્ને અભાવ કારણ હોય તો—ઉત્તેજકના સદ્ભાવમા કાર્ય નિષ્પત્તિ થવી ન જોઈએ. અને બીજો, ત્રીજો અને ચાથો પક્ષ પણ કહી શકશો નહિ, કારણ કે-પ્રતિબંધકના પરસ્પરાભાવને પહેલાં દાહાદિ કાર્યના અહેતુ તરીકે જણાવેલ છે અને આ ત્રણે પક્ષો પરસ્પરાભાવથી યુક્ત છે.

**तथा ने**त्यादिना सूरिरेव चर्चयति । **तस्ये**ति अत्यन्ताभावस्य । **असत्त्वाद्**िति अत्यन्तमभावस्य कदाचिदप्यविद्यमानत्वात् । **यः कश्चिद्**िति एतेषामन्यतम. कश्चित् । **प्रतिबन्धकप्रध्वंसेऽपी**ति न केवल प्रतिबन्धकप्रागभावे एव । **प्रतिबन्धकप्रागभाऽवेपी**ति प्रध्वंसाभावेऽपि । **तस्ये**ति परस्पराभावस्य । **त्रयोऽपी**ति मिलिता इत्यर्थ । **तावि**ति मिलितौ । प्लोषकार्याजनदर्शनादिति केवलादेव प्रागभावात् । **तदकारणत्वेने**ति दाहाद्यकारणत्वेन ।

(टि०) **तस्ये**ति अत्यन्ताभावस्याभावात् । **अन्यथे**ति अत्यन्ताभावसंभवे प्रतिबन्धकानामत्यन्ताभावस्वीकारे रासभशृङ्गवत्तेषाममत्त्वापत्ते. । **अपरे** इति प्रागभावादयस्त्रयः । **न चतुर्थ** इति यः कश्चित्पक्षः । **उत्तम्भके**ति प्रतिबन्धकमन्त्रसामर्थ्यहन्ता उत्तम्भको निगद्यते ॥ **तावि**ति प्रागभावप्रध्वसाभावौ विना-यतः—प्रतिबन्धकानां प्रागभावो नास्ति मणेः सद्भावात, प्रध्वंसाभावोऽपि नास्ति मणेरेव सद्भावात । **प्लोषकार्ये**ति दाहकार्यजननविलोकनात् । **तदकारणत्वेने**ति दाहादिकार्यहेतुत्वेन कथनात् ।

§१९ अथ प्रागभावप्रध्वंसाभावोत्तम्भकमणिमन्त्रतन्त्रादयो यथायोगं कारणमिति चेत् । तदस्फुटम् । स्फोटादिकार्यस्यैवमनियतहेतुकत्वप्रसङ्गात । अनियतहेतुकं चाहेतुकमेव । तथाहि–अन्वयव्यतिरेकावधार्यः कार्यकारणभावो भावानाम्, धूमधूमध्वजयोरिव । प्रस्तुते तु प्लोषादि यदेकदैकस्मादुत्पद्यमानमीक्षामासे, तदन्यदा यद्यन्यतोऽपि स्यात्, तर्हि तत्कारणकमेव तत्र भवेदिति कथं नाहेतुकं स्यात् ?

§२० अथ गोमयाद्, वृश्चिकाच्च वृश्चिकोत्पादः प्रेक्ष्यते । न च तत्रानियतहेतुकत्वं स्वीकृतं त्वयाऽपीति चेत् । तदपि त्रपापात्रम् । सर्वत्र हि शालूकगोमयादौ वृश्चिक-

डिम्भाऽऽरम्भशक्तिरेकास्ति–इति यानि तच्छक्तियुक्तानि, तानि तत्कार्योत्पादकानि–इति नायं नः कलङ्कः संक्रामति । भवतां पुनरत्राप्ययं प्रादुर्भवन् दुष्प्रतिषेधः, येषां वृश्चिक-गोमयसाधारणमेकं किञ्चिन्नास्ति । न च प्रागभावप्रध्वंसाभावोत्तम्भकादीनामप्येकं किञ्चित्तुल्यं रूपं वर्त्तते । इति नानियतहेतुकत्वेन दुर्विधदैवेनेवामी मुच्यन्ते ।

§२१ एतेन भावस्वभावोऽप्यभाव एवास्तु हेतुर्न त्वतीन्द्रियशक्तिस्वीकारः सुन्दरः- इत्यप्युच्यमानमपास्तम्, उक्ताभावविकल्पानामत्राप्यविशेषात् ।

§૧૯ **નૈયાયિક**—પ્રાગભાવ, પ્રધ્વંસાભાવ, ઉત્તેજકમણિ, મન્ત્ર, તન્ત્ર વિગેરે-માંથી જ્યાં જેની યોગ્યતા હોય ત્યાં તે કારણ છે.

**જૈન—એમ** કહો તો તે અસ્પષ્ટ હોવાથી યોગ્ય નથી. કારણ કે-સ્ફોટાદિ (ફોડાદિ) કાર્યમાં અનિયતહેતુકના એટલે કે તેના કોઈ નિયત હેતુનો અભાવ છે એવા દોષની આપત્તિ આવશે, કારણ કે જે અનિયતહેતુક હોય છે, તે હેતુ રહિત જ છે. તે આ પ્રમાણે-પદાર્થોના કાર્યકારણભાવનો નિશ્ચય અન્વય-વ્યતિરેક દ્વારા થાય છે. જેમકે—ધૂમ અને અગ્નિનો કાર્યકારણભાવ અન્વય વ્યતિરેકથી છે. અહીં પ્રકૃતમાં તો દાહાદિ કાર્ય એક સમયે કોઈ એક પ્રતિ-બંધકાભાવથી ઉત્પન્ન થતું જોવાય છે, તો બીજે સમયે વળી અન્ય ઉત્તેજકથી ઉત્પન્ન થતુ જોવાય છે. એટલે તે દાહાદિકાર્યનું તે જ કારણ છે, એવો નિશ્ચય થશે નહિ. આ રીતે તે અનિયત હેતુવાળું કાર્ય 'અહેતુક' કેમ નહિ થાય ?

§૨૦ **નૈયાયિક**—ગોમય(છાણ)થી અને વીંછીથી વીંછીની ઉત્પત્તિ જોવાય છે, છતાં પણ તમોએ ત્યાં અનિયતહેતુકતા સ્વીકારી નથી, તો પ્રકૃત પ્રકરણ-માં પણ એ રીતે દોષ માનવો ન જોઈએ.

**જૈન** - તમારી આ વાત લજ્જાસ્પદ છે. કારણ કે-વીંછી અને છાણ આદિ દરેક સ્થળે વીંછીનાં બચ્ચાંને ઉત્પન્ન કરનારી શક્તિ એક જ છે. માટે જે જે તેવી શક્તિવાળું હોય તે તે કાર્યજનક હોય છે. માટે અમને તે દોષ લાગતો નથી, પણ તમે તો તે દોષને અહીં પણ રોકી શકશો નહિ; કારણ કે તમારા મતમાં વીંછી અને છાણમાં કોઈ એક સાધારણ ધર્મ નથી, અને પ્રાગભાવ, પ્રધ્વંસાભાવ અને ઉત્તેજક વિગેરેમાં પણ કોઈ એક સાધારણ ધર્મ નથી. માટે આ અનિયતહેતુકતારૂપ દુર્ભાગ્યથી તમારો છૂટકારો નથી.

§૨૧ અમારી આ દલીલોથી—ભાવસ્વરૂપ અભાવ જ ભલે કારણ બને પરંતુ અતીન્દ્રિય શક્તિનો સ્વીકાર તો યોગ્ય નથી–એ કથનનું પણ ખંડન થઈ ગયું. કારણ કે-પૂર્વોક્ત અભાવ વિષેના વિકલ્પો અહીં પણ સમાન જ છે.

(प०) **अथे**त्यादि परः । **तदस्फुटमि**ति सूरिः । **एवमि**ति अनेन प्रकारेण ।

**अथ गोमयादि**त्यादिना यौगः पृच्छति । **त्वयाऽपी**ति जैनेनापि । **सर्वत्र ही**त्यादि-गद्ये **शालूक**शब्देन वृश्चिकाख्या । **न** इति अस्माकम् । **अयमि**ति अनियतहेतुकत्वदोषः । **एकमि**ति शक्तिलक्षणम् । **तुल्यमि**ति शालूकादीना तु वर्त्तते तुल्यं रूपं शक्तिलक्षणम् ।

**उच्यमानमि**ति यौगैः ।

(टि०) **प्रस्तुते** इति प्रागभाव-प्रध्वंसाभावकारणत्वे **तत्कारणकमिति** प्रागभावादिकारणकम् । **तदिति** पूर्वविदितं दाहादि ।

***अथ गोमयादि***त्यादि ॥ **तत्रे**ति वृश्चिकोत्पादे । **तच्छक्तियुक्तानी**ति वृश्चिकडिम्भारम्भकशक्तियुक्तानि । **तत्कार्ये**ति वृश्चिकडिम्भोत्पादकानि । **अयमि**ति अनियतहेतुकलक्षण. । **न** इति अस्माकम् । **अत्रापी**ति वृश्चिकोत्पादेऽपि । **अयमि**ति अनियतहेतुकत्वकलङ्कः प्रकटीभवन् दुर्निवारः ॥ **अमी** इति यौगाः ।

§२२ अथ शक्तिपक्षप्रनिक्षेपदीक्षिता आक्षपादा एवं साक्षेपमाचक्षते—ननु भवत्पक्षे प्रतिबन्धकोऽकिञ्चित्करः, किञ्चित्करो वा भवेत् । अकिञ्चित्करप्रकारे, अतिप्रसङ्गः, शृङ्गभृङ्गशृङ्गारादेरप्यकिञ्चित्करस्य प्रतिबन्धकत्वप्रसङ्गात् । किञ्चित्करस्तु किञ्चिदुपचिन्वन्, अपचिन्वन् वा स्यात् । प्राचि पक्षे, किं दाहशक्तिप्रतिकूलां शक्तिं जनयेत्, तस्या एव धर्मान्तरं वा । न प्रथमः, प्रमाणाभावात् । दाहाभावस्तु, प्रतिबन्धकसन्निधिमात्रेणैव चरितार्थ इति न तामुपपादयितुमीश्वरः । धर्मान्तरजनने तदभावे सत्येव दाहोत्पाद इत्यभावस्य कारणत्वस्वीकारः, त्वदुक्ताशेषप्रागभावादिविकल्पावकाशश्च । अपचयपक्षे तु प्रतिबन्धकस्तां शक्तिं विकुट्टयेत्, तद्धर्मं वा । प्रथमप्रकारे, कुतस्त्यं कृपीटयोनेः पुनः स्फोटघटनपाटवम् । तदानीमन्यैव शक्तिः संजातेति चेत् । ननु सा संजायमाना किमुत्तम्भकात्, प्रतिबन्धकाभावाद्, देशकालादिकारकचक्राद्, अतीन्द्रियार्थान्तराद्वा जायते । आद्यभिदायाम्, उत्तम्भकाभावेऽपि प्रतिबन्धकाभावमात्रात् कौतस्कुतं कार्याऽर्जनं जातवेदसः । द्वितीये भेदे, तत एव स्फोटोत्पत्तिसिद्धेः शक्तिकल्पनावैयर्थ्यम् । तृतीये, देशकालादिकारकचक्रस्य प्रतिबन्धककालेऽपि सद्भावेन शक्त्यन्तरप्रादुर्भावप्रसङ्गः । चतुर्थे, अतीन्द्रियार्थान्तरनिमित्तकल्पने तत एव स्फोटः स्फुटं भविष्यति, किमनया कार्यम् ? । तत्र शक्तिनाशः श्रायसः, तद्वदेव तद्धर्मनाशपक्षोऽपि प्रतिक्षेपणीयः ।

§२२ **नैयायिक**—શક્તિ પક્ષનું ખંડન કરવાને અમે આક્ષપાદો-નૈયાયિકો પ્રતિજ્ઞાબદ્ધ છીએ. અમારો આક્ષેપ છે કે હે શક્તિવાદીઓ મણિ-મંત્ર તંત્રાદિ જે પ્રતિબંધક છે તે તમારા મતમાં અકિંચિત્કર છે કે કિંચિત્કર- (કંઈ પણ કરનાર) ? અકિંચિત્કર હોય તો-અતિપ્રસંગદોષ આવશે કારણ કે-અકિંચિત્કર એવા શૃંગ-ભૃંગ ભૃંગારાદિને પ્રતિબંધકતાની પ્રાપ્તિ થશે. કિંચિત્કર હોય તો શું કાંઈક ઉત્પન્ન કરે છે માટે કે કોઈનો નાશ કરે છે તેથી પ્રતિબંધક કહેવાય છે ? કાંઈક ઉત્પન્ન કરવાથી તે કિંચિત્કર હોય તો-તે દાહ શક્તિથી પ્રતિકૂળ શક્તિને ઉત્પન્ન કરે છે કે શક્તિના કોઈ ધર્માન્તરને ઉત્પન્ન કરે છે ? પ્રતિકૂળ શક્તિની ઉત્પત્તિ તો માની શકાશે નહિ, કારણ કે તેમાં કોઈ પ્રમાણ નથી. દાહાભાવને પ્રતિકૂલ શક્તિની ઉત્પત્તિમાં પ્રમાણરૂપે ઉપસ્થિત કરી શકાશે નહિ, અર્થાત્ પ્રતિકૂલ

શક્તિ ન હોત તો દાહાભાવ ન થયો હોત એમ કહી શકશો નહિ. કારણ કે-દાહાભાવ તો પ્રતિબંધકના સાન્નિધ્યથી જ ચરિતાર્થ છે, એટલે દાહાભાવ પ્રતિકૂલ શક્તિનો સાધક થઈ શકે નહિ. પ્રતિબંધક ધર્માન્તર ઉત્પન્ન કરે છે એ બીજો પક્ષ કહો તો-તેથી એમ ફલિત થાય છે કે-તે ધર્માન્તરનો અભાવ હોય ત્યારે જ દાહ થાય. આ રીતે તો તમે અભાવની કારણતા માની. એટલે તમોએ કહેલા પ્રાગભાવાદિ વિષેના સમગ્ર વિકલ્પોને પણ અવકાશ આપ્યો. પ્રતિબંધક અપચય (નાશ) કરે છે, એ પક્ષ માનો તો-પ્રશ્ન છે કે પ્રતિબંધક દાહકશક્તિનો નાશ કરે છે કે તે શક્તિના ધર્મનો ? દાહકશક્તિનો જ નાશ કરે છે એમ કહો તો-અગ્નિમાં ફોલ્લાદિ કાર્યને ઉત્પન્ન કરવાનું સામર્થ્ય (શક્તિ) પુનઃ ક્યાંથી આવશે ? અર્થાત્ એક વખત શક્તિનો નાશ થયા પછી પ્રતિબંધક દૂર કર્યા પછીના કાલમાં તે શકિત ક્યાંથી આવશે ? તે કાળમાં એટલે કે પ્રતિબંધકાભાવ સમયે બીજી જ શકિત ઉત્પન્ન થઈ જાય છે, એમ કહો તો પુનઃ ઉત્પન્ન થનારી આ શકિત કોનાથી ઉત્પન્ન થાય છે ? શું ૧-ઉત્તેજકમણિથી, ૨-પ્રતિબંધકના અભાવથી, ૩-દેશકાલાદિ કારક સમૂહથી, કે ૪ અતીન્દ્રિય પદાર્થથી ઉત્પન્ન થાય છે ? પહેલો પક્ષ કહો તો-ઉત્તેજકમણિનો અભાવ હોય છતાં પણ પ્રતિબંધકના અભાવ માત્રને લીધે અગ્નિથી દાહાદિ કાર્યો કેમ થાય છે ? અર્થાત્ ઉત્તેજક નથી માટે કાર્યોત્પત્તિ ન થવી જોઈએ બીજો પક્ષ કહો તો-પ્રતિબંધકાભાવથી જ ફોલ્લાની ઉત્પત્તિ સિદ્ધ થઈ જવાથી શક્તિની કલ્પના કરવી વ્યર્થ છે. ત્રીજો પક્ષ કહો તો-દેશકાલાદિ કારકસમૂહ તો પ્રતિબંધક હોય ત્યારે પણ વિદ્યમાન હોય છે. એટલે બીજી શક્તિનો ઉત્પાદ થવાનો પ્રસંગ આવશે. ચોથો પક્ષ કહો તો અતીન્દ્રિય પદાર્થથી જ ફોલ્લાદિ કાર્ય થઈ જશે. તો પછી શક્તિની શી આવશ્યકતા છે ? અર્થાત્ અન્ય અતીન્દ્રિય પદાર્થને શક્તિનુ કારણ અને શક્તિને ફોલ્લાનું કારણ માનો છો તેના કરતાં તે અતીન્દ્રિય પદાર્થને જ ફોલ્લાદિ કાર્યનું કારણ માની લો, તો પછી શક્તિને માનવાની જરૂર રહેશે નહિ. આ રીતે પ્રતિબંધક શક્તિનો નાશ કરે છે એ પક્ષ શ્રેયસ્કર નથી અને તે જ રીતે શક્તિના ધર્મના નાશ પક્ષનું પણ બુદ્ધિમાન્ પુરુષે સ્વયં ખંડન કરી લેવું.

(प०) **दाहोत्पाद** इति यावद्धर्मान्तरं नोत्पद्यते तावद्दहति दहनः एतावता प्रागभाव. कारणम् । **अभावस्ये**ति प्रागभावस्य । **पुनः स्फोटघटनमि**ति शक्तौ एकदा कुट्टितायां सत्यामिति भावः । **आद्यभिदायामि**ति एतावताऽऽदावप्युत्तम्भकादेव शक्तिरुत्पन्नेति पराशयः । **जातवेदस** इत्यग्रे अथ च प्रतिबन्धकाभावमात्रेऽपि कार्यमुत्पद्यत एवेति । **शक्तिकल्पनावैयर्थ्यमि**ति अस्मन्मताङ्गीकारश्च । **तत एवे**ति अतीन्द्रियार्थान्तरादेव । **शक्तिनाश** इति प्रतिबन्धककृतः ।

(टि०) **प्राचि पक्षे** इत्यादि ॥ **तस्या** इति शक्तेरेव । **प्रतिबन्धके**ति प्रतिबन्धकसामीप्यवशादेव कृतार्थः । **तामि**ति प्रतिकूलशक्तिम् । **तदभावे** इति धर्मान्तराभावे । **विकुट्टयेदि**ति विनाशयेच्चूर्णीकुर्यात् ॥ **तद्धर्म्ममि**ति शक्तिधर्म्मम् ॥ **कुतस्त्यमि**ति चूर्णीकृतत्वेन तस्याः पुनरुद्भवाभावात् । **तदानीमि**ति दाहोत्पत्तिकाले उत्तम्भकादिसद्भावे । **से**ति शक्तिः । यावद् धर्मान्तरं नोपपद्यते तावद् दहति एतावता प्रागभाव. कारणम् । **उत्तम्भके**ति उत्तम्भकसकाशाच्छक्त्युत्पत्तौ उत्तम्भकं विनापि वह्निजन्यदाहादिकार्यं प्रतिबन्धकाभावे न स्यात् । दृश्यते-

च प्रतिबन्धकाभावे तं विनापि कार्योत्पत्तिः ॥ **तत एवे**ति प्रतिबन्धकाभावादेव ॥ **तृतीय** इति प्रतिबन्धकसद्भावेपि देशकालादिसामग्री विद्यते, ततः शक्त्यन्तरदाहजनक प्रादुर्भवति । **तत एवे**ति अतीन्द्रियार्थान्तरनिमित्तत एव । **अनये**ति शक्तिकल्पनया, **तदि**ति तस्मात्कारणात् प्रतिबन्धकसद्भावे । न **श्रायस** इति नोत्तमः । **तद्वदेवे**ति शक्तिनाशवदेव । **तद्धर्मे**ति शक्तिधर्म्मनाशः ।

§२३ अत्राभिदध्महे । एतपु शक्तिनाशपक्ष एव कक्षीक्रियत इत्यपरविकल्पशिल्पकल्पनाजल्पाकता कण्ठशोषायैव वः संबभूव । यत्तूक्तम्—कुतः पुनरसावुत्पद्येतेति । तत्र शक्त्यन्तरसहकृतात् कृपीटयोनेरेवेति ब्रूमः ।

§२४ ननु प्रतिबन्धकदशायां सा शक्तिरस्ति नवा । नास्ति चेत्, कुतः पुनरुत्पद्येत । शक्त्यन्तरसहकृतादग्नेरेवेति चेत्, तर्हि साऽपि शक्त्यन्तरसध्रीचस्तस्मादेवोन्मज्जेदित्यनवस्था । अथास्ति, तदानीमपि स्फोटोत्पादिकां शक्तिं संपादयेत्, ततोऽपि स्फोटः स्फुटं स्यादेवेति ।

§२५ अत्रोच्यते । प्रबिन्धकावस्थायामप्यस्त्येव शक्त्यन्तरम्, घटयति च स्फोटघटनलम्पटां शक्तिं तदाऽपि । यस्तु तदा स्फोटानुत्पादः, स प्रतिबन्धकेनोत्पन्नोत्पन्नायास्तस्याः प्रध्वंसात् । प्रतिबन्धकापगमे तु स्फोटः स्फुटीभवत्येवेत्यतीन्द्रियशक्तिसिद्धिः । अत्राऽऽशङ्कान्तरपरीहारप्रकारमौक्तिककणप्रचयावचायः स्याद्वादरत्नाकरात् तार्किकैः कर्तव्यः । एवं च स्वाभाविकशक्तिमान् शब्दोऽर्थं बोधयतीति सिद्धम् ।

अथ तदङ्गीकारे तत एवार्थसिद्धेः सङ्केतकल्पनाऽनर्थिकैव स्यादिति चेत् । नैवम् । अस्य सहकारितया स्वीकारात्; अङ्कुरोत्पत्तौ पयःपृथिव्यादिवत् । अथ स्वाभाविकसंबन्धाभ्युपगमे देशभेदेन शब्दानामर्थभेदो न भवेद्, भवति चायम्, चौरशब्दस्य दाक्षिणात्यैरोदने प्रयोगादिति चेत् । तदशस्यम् । सर्वशब्दानां सर्वार्थप्रत्यायनशक्तियुक्तत्वात् । यत्र च देशे यदर्थप्रतिपादनशक्तिसहकारी संकेतः, स तमर्थं तत्र प्रतिपादयतीति सर्वमवदातम् ।

§२३. **જૈન**—હે નૈયાયિકો ! તમોએ શક્તિના વિષયમાં ઉપર જે વિકલ્પો કર્યા તેમાંથી ફક્ત શક્તિનાશ પક્ષનો જ અમે સ્વીકાર કરીએ છીએ. તેથી બાકીના બીજા વિકલ્પો કરવા એ નિષ્ફળ છે. અને તમે જે કહ્યું હતું કે શક્તિ પુનઃ કયાંથી ઉત્પન્ન થાય છે તો તેના ઉત્તરમાં કહેવાનું કે, તે શક્તિ અન્ય શક્તિના સહકારવાળા અગ્નિથી ઉત્પન્ન થાય છે.

§૨૪ **નૈયાયિક**—પ્રતિબંધક દશામાં તે અન્ય શક્તિ છે કે નથી? જો નથી એમ કહો તો-એ શક્તિ વળી કોનાથી ઉત્પન્ન થાય છે? કદાચ તેથી અન્ય શક્તિના સહકારવાળા અગ્નિથી તે શક્તિ ઉત્પન્ન થાય છે-એમ કહો તો-તે શક્તિ પણ

તેથી અન્ય શક્તિના સહકારવાળા અગ્નિથી ઉત્પન્ન થશે. એ રીતે અનવસ્થા આવશે. પ્રતિબંધક દશામાં તે અન્ય શક્તિ છે, એમ કહો તો તે પ્રતિબંધક દશામાં પણ ફોલ્લાને ઉત્પન્ન કરનારી શક્તિને ઉત્પન્ન કરે, અને તેથી સ્પષ્ટરૂપે ફોલ્લાદિ કાર્ય થવું જોઈએ.

§૨૫ **જૈન**—આનો ઉત્તર એ છે કે-પ્રતિબંધક દશામાં પણ અન્ય શક્તિ વિદ્યમાન છે જ, અને તે પ્રતિબંધક કાલમાં પણ દાહજનિકા શક્તિને ઉત્પન્ન કરે છે. છતાં પણ તે વખતે શક્તિનું કાર્ય ફોલ્લો ઉત્પન્ન થતો નથી તેનું કારણ એ છે પ્રતિબંધક દ્વારા પુનઃ પુનઃ ઉત્પન્ન થતી દાહજનિકા શક્તિનો નાશ કરવામાં આવે છે. અને જ્યારે પ્રતિબંધક દૂર થઈ જાય છે, ત્યારે ફોલ્લો સ્પષ્ટ થઈ જ જાય છે. આ રીતે અતીન્દ્રિય શક્તિની સિદ્ધિ થઈ. આ સ્થળે બીજી અનેક શંકાઓ અને તેનું સમાધાનરૂપ મોતીના દાણાનો સંગ્રહ અને વિસ્તરણ સ્યાદ્વાદરત્નાકરમાંથી તાર્કિક પુરુષોએ જાણી લેવું. આ પ્રમાણે શક્તિ સિદ્ધ થવાથી સ્વાભાવિક શક્તિવાળો શબ્દ અર્થનો બોધ કરાવે છે-એ સિદ્ધ થયું.

**શંકા**— જો શબ્દમાં શક્તિનો સ્વીકાર કરવામાં આવે છે તો તે શક્તિથી જ અર્થ સિદ્ધ થઈ જશે, તો સંકેતની કલ્પના નિરર્થક જ થશે.

**સમાધાન**—એમ નથી. અંકુરની ઉત્પત્તિમા પાણી અને પૃથ્વી આદિ જેમ સહકારી છે તેમ શબ્દથી અર્થજ્ઞાનમાં સંકેત પણ સહકારી છે.

**શંકા**—સ્વાભાવિક સંબંધ હોય તો દેશભેદથી શબ્દોનો અર્થભેદ થવો ન જોઈએ, પરંતુ અર્થભેદ થાય તો છે, જેમકે-દક્ષિણ દેશના લોકો ચૌર શબ્દનો પ્રયોગ ઓદન-ભાત અર્થમાં કરે છે.

**સમાધાન**—આ કથન બરાબર નથી, કારણ કે સર્વ શબ્દોમાં સર્વ અર્થનો બોધ કરાવવાની શક્તિ છે. પરંતુ જે દેશમાં જે અર્થને પ્રતિપાદન કરનારી શક્તિનો સહકારી સંકેત હોય છે, તે શબ્દ તે દેશમાં તે અર્થનું પ્રતિપાદન કરે છે. આ રીતે સર્વ નિર્દોષ છે.

(प०) **शक्त्यन्तरसहकृतादि**ति शक्त्यन्तरं प्रकाशकत्वादि ।

**नन्वि**ति नैयायिकः । **पुनरुत्पद्येते**ति प्रतिबन्धके गते सति । **शक्त्यन्तरसहकृतादि**ति शक्त्यन्तरं प्रकाशकत्वादि । **अथास्ती**त्यादिगद्ये । **तदानीमपी**ति प्रतिबन्धकदशायामपि ।

**स्याद्वादरत्नाकरादि**ति तत्रायं श्लोकः--

"जयन्त ! हन्त का तत्र गणना त्वयि कीटके ।
यत्रास्या शक्तिसंसिद्धौ मज्जत्युदयनद्विप. ॥१॥"

**दाक्षिणात्यैरि**ति द्राविडै ।

(टि०) **प्रतिबन्धके**त्यादि ॥ **उत्पन्नोत्पन्नाया** इति संजातायाः संजातायाः । **तस्या** इति शक्तेः ॥ **अथ तदङ्गीकारे** इति शक्तिस्वीकारे ॥ **तत एवे**ति शक्तेरेव । **अस्ये**ति संकेतस्य । **अयमि**ति अर्थभेदः । **स** इति शब्दः । **तत्रे**ति देशे ।

§२६ सौगतांस्तु प्रत्येवं विधेयानुवाद्यभावः–योऽयं शब्दो वर्णात्माऽऽवयोः प्रसिद्धः, स स्वाभाविकसामर्थ्यसमयाभ्यां कृत्वाऽर्थबोधनिबन्धनमेवेति ।

§२७ अथ स्वाभाविकसामर्थ्यसमयाभ्यां शब्दस्यार्थे सामान्यरूपे, विशेषलक्षणे, तदुभयस्वभावे वा वाचकत्वं व्याक्रियेत । न प्रथमे, सामान्यस्यार्थक्रियाकारित्वाभावेन नभोऽम्भोजसन्निभत्वात् । न द्वैतीयीके, विशेषस्य स्वलक्षणलक्षणस्य वैकल्पिकविज्ञानागोचरत्वेन संकेतास्पदत्वासंभवात् । तत्सम्भवेऽपि विशेषस्य व्यवहारकालाननुयायित्वेन संकेतनैरर्थक्यात् । तार्तीयीके तु स्वतन्त्रयोः, तादात्म्यापन्नयोर्वा सामान्य-विशेषयोस्तद्गोचरता संगीर्येत । नाद्यः पक्षः, प्राचिकविकल्पोपदर्शितदोषानुषङ्गात् । न द्वितीयः । सामान्यविशेषयोर्विरुद्धधर्म्माध्यासितत्वेन तादात्म्यायोगादिति नार्थो वाच्यो वाचाम्, अपि तु परमार्थतः सर्वतो व्यावृत्तस्वरूपेषु स्वलक्षणेष्वेकार्थकारित्वेन, एककारणत्वेन चोपजायमाने[१]कप्रत्यवमर्शरूपविकल्प[२]स्याकारो बाह्यत्वेनाभिमन्यमानो बुद्धिप्रतिबिम्बव्यपदेशभागपोहः; शब्दश्रुतौ सत्यां तादृशोल्लेखशेखरस्यैव वेदनस्योत्पादात् । अपोहत्वं चास्य स्वाकारविपरीताकारोन्मूलकत्वेनावसेयम् । अपोह्यते स्वाकाराद्विपरीत आकारोऽनेनेत्यपोह इति व्युत्पत्तेः । तत्त्वतस्तु न किञ्चिद्वाच्यं वाचकं वा विद्यते, शब्दार्थतया कथिते बुद्धिप्रतिबिम्बात्मन्यपोहे कार्यकारणभावस्यैव वाच्यवाचकतया व्यवस्थापितत्वात् ।

§२६ સૌગતો(બૌદ્ધો)ની અપેક્ષાએ અનુવાદ્ય-વિધેયભાવ આ પ્રમાણે છે—

આપણુ બન્નેને વર્ણસ્વરૂપ જે શબ્દ પ્રસિદ્ધ છે(અનુવાદ્ય) તે સ્વાભાવિક સામર્થ્ય અને સંકેત દ્વારા પદાર્થ બોધમાં કારણુ છે જ (વિધેય). આ પ્રમાણે અનુવાદ્ય-વિધેયભાવ થયો.

§૨૭ બૌદ્ધ—સ્વાભાવિક સામર્થ્ય અને સંકેત દ્વારા શબ્દ વાચક છે, તો તે શું સામાન્ય અર્થનો, વિશેષ અર્થનો કે સામાન્યવિશેષ ઉભયસ્વરૂપઅર્થનો વાચક છે? પહેલો પક્ષ તો યોગ્ય નથી, કારણુ કે સામાન્ય અર્થ ક્રિયાકારી ન હોવાથી આકાશ કમલની તુલ્ય છે, અર્થાત્ સામાન્ય અસત્રૂપ હોવાથી છે જ નહિ. બીજો પક્ષ પણુ યોગ્ય નથી કારણુ કે-સ્વલક્ષણુ સ્વરૂપ વિશેષ વિકલ્પ જ્ઞાનનો વિષય નથી. માટે સંકેતનો વિષય બની શકતો નથી. અને જો સંકેતનો વિષય કોઈ પણુ રીતે માનવામાં આવે તો પણુ વ્યવહાર કાલ સુધી વિશેષ રહેતો ન હોવાથી તેમાં સંકેત કરવો એ નિરર્થક છે. ત્રીજા પક્ષમાં તો પ્રશ્ન છે કે-સ્વતંત્ર સામાન્ય અને વિશેષ સંકેતનો વિષય છે કે તાદાત્મ્યને પ્રાપ્ત થયેલ સામાન્યવિશેષ સંકેતનો વિષય છે ? આદ્ય પક્ષ તો યોગ્ય નથી કારણુ કે-એમ માનવાથી ઉપરના બે

१ 'संजायमान'—इति टिप्पणसंमतः पाठः । २ टिप्पणे 'सवेदनस्य' इति पाठः ।

વિકલ્પમાં કહેલ દોષોની પ્રાપ્તિ થશે. બીજો પક્ષ પણ યોગ્ય નથી કારણ-કે સામાન્ય અને વિશેષ પરસ્પર વિરુદ્ધ ધર્મના આશ્રય હોવાથી તે બન્નેમાં તાદાત્મ્ય (એક રૂપતા)નો સંભવ જ નથી માટે શબ્દોનો વાચ્ય અર્થ નથી. પરંતુ પરમાર્થથી તો સર્વથી વ્યાવૃત્ત સ્વરૂપવાલા-ભિન્ન સ્વરૂપવાલા સ્વલક્ષણોમાં એકાર્થકારી હોવાથી અને એક કારણથી થતા હોવાથી એક પ્રત્યવમર્શ(બોધ) રૂપ વિકલ્પનો આકાર જે બાહ્યરૂપે મનાય છે અને જે બુદ્ધિ પ્રતિબિંબ નામે ઓળખાય છે તે અપોહ જ વાચ્ય છે. કારણ કે-શબ્દ સાંભળ્યા પછી તે પ્રકારના ઉલ્લેખવાલા જ જ્ઞાનની ઉત્પત્તિ થાય છે. તે વિકલ્પ જ્ઞાન અપોહ એટલા માટે કહેવાય છે કે તે પોતાના આકારથી વિપરીત આકારનું ઉન્મૂલન કરે છે, કારણ કે-પોતાના આકારથી વિપરીત આકાર જેનાથી દૂર કરાય તે અપોહ-એવી વ્યુત્પત્તિ અપોહ શબ્દની છે. તત્ત્વથી વિચારીએ તો-ન કોઈ વાચ્ય છે, કે ન કોઈ વાચક છે, પરંતુ શબ્દ અને અર્થરૂપે કહેલ બુદ્ધિના પ્રતિબિંબ સ્વરૂપ અપોહમાં જ કાર્યકારણભાવ છે, તેની જ વાચ્યવાચક તરીકે વ્યવસ્થા છે.

(५०) अथ **स्वाभाविके**त्यादिना सौगतः पूर्वपक्षयति । **स्वाभाविकसामर्थ्यसमयाभ्या-मि**ति भवत्परिकल्पिताभ्याम् । **तदुभयस्वभावे** इति सामान्यविशेषात्मके । **सर्वतो व्यावृत्ते-**त्यादिगद्ये । **स्वलक्षणे**ष्विति इतरेतरविशकलितपरमाणुषु । **एकार्थकारित्वे** इति एकार्थकारित्वं जलाहरणलक्षणम् । **एककारणत्वेने**ति एकस्य विकल्पस्य कारणानि एकविकल्पकारणानि तेषां भावस्तत्त्वं तेन । **कार्यकारणभावस्यैवे**त्यादि । अत्र श्लोक —

"विकल्पयोनयः शब्दा विकल्पाः शब्दयोनयः ।
कार्यकारणता तेषां नार्थं शब्दाः स्पृशन्त्यपि ॥१॥"

(६०) **विशेषस्ये**त्यादि । **तत्संभवे**ऽपीति संकेतसंभवेऽपि यो विशेषः स्वलक्षणलक्षण. सकेतगोचरमनायि तस्य क्षणिकत्वेन तदानीमेव विनष्टत्वाद्व्यवहारसमये संकेतो निरर्थक एव भवेत् । अपि च, तत्कालमुत्पन्ने स्वलक्षणे आकाशात्पतित इव नवीनः संकेत. कल्पनीयः । पूर्वसंकेतानामपि विनष्टत्वात् । पूर्वमनीक्षिते वस्तुनि नवीनसंकेतकल्पनाप्यलीयसी । **तद्गोचर**त्वेति शब्दविषयताऽऽचक्षीत । **नार्थो वाच्य** इति वाचा शब्दानामर्थ स्वलक्षणरूपो न वाच्यः किन्तु तत्त्वतोऽपोह एवेति सबन्ध ॥ **सर्वत** इति सामान्यतो घटादेर्व्यावृत्तेषु विशेषत्वाद्विशकलितत्वाद्वा । **एकार्थे**ति एकमथ घटादिकं करोतीति तद्भावस्तत्त्वम तेन । एकस्य एव पदार्थस्य कारणं तद्भावस्तत्त्वं तेन [1]**संजायमान** उत्पद्यमानः 'एकोऽयं घट' इत्याद्येक कारो य प्रत्यवमर्शो विचारस्तद्रूपस्य । **बाह्यत्वेने**ति अन्तर्मुखोऽपि सर्व बाह्यमिति जानान । **शब्दश्रुता**विति शब्दाकर्णने सति । **तादृशोल्लेखे**ति अपोहोल्लेखशेखरस्य । [2]**संवेदनस्ये**ति ज्ञानस्य । **अस्ये**ति विकल्पाकारस्य ।

§२८ अथ श्रीमदनेकान्तसमुद्धोषपिपासितः ।

अपोहमापिबामि द्राग् वीक्षन्तां भिक्षवः क्षणम् ॥१॥

---

१ मूले 'उपजायमान' इति पाठः । २ वेदनस्य—इति मूले ।

इह तावद्विकल्पानां तथाप्रतीतिपरिहतविरुद्धधर्माध्यासकथञ्चित्तादात्म्यापन्नसामान्यविशेषस्वरूपवस्तुलक्षणाक्षूणदीक्षादीक्षितत्वं प्राक् प्राकटयत। ततस्तत्त्वतः शब्दानामपि तत्प्रसिद्धमेव। यतोऽजल्पि युष्मदीयैः "स एव शब्दानां विषयो यो विकल्पानाम्" इति कथमपोहः शब्दार्थः स्यात्। अस्तु वा तथाऽप्यनुमानवत् किं न शब्दः प्रमाणमुच्यते। अपोहगोचरत्वेऽपि परम्परया पदार्थे प्रतिबन्धात् प्रमाणमनुमानमिति चेत्, तत एव शब्दोऽपि प्रमाणमस्तु। अतीतानागताम्बरसरोजादिष्वसत्स्वपि शब्दोपलम्भान्नात्रार्थप्रतिबन्ध इति चेत्। तर्ह्यभूद् वृष्टिः, गिरिनदीवेगोपलम्भात्, भावी भरण्युदयः; रेवत्युदयात्, नास्ति रासभशृङ्गम्; समग्रप्रमाणैरनुपलम्भात् इत्यादेरर्थाभावेऽपि प्रवृत्तेऽनुमानेऽपि नार्थप्रतिबन्धः स्यात्। यदि वचोवाच्यापोहोऽपि पारम्पर्येण पदार्थप्रतिष्ठः स्यात्, तदानीमलाबूनि मज्जन्तीत्यादिविप्रतारकवाक्यापोहोऽपि तथा भवेदिति चेत्, अनुमेयापोहेऽपि तुल्यमेतत्, प्रमेयत्वादिहेत्वनुमेयापोहेऽपि पदार्थप्रतिष्ठताप्रसक्तेः। प्रमेयत्वं हेतुरेव न भवति, विपक्षासत्त्वतल्लक्षणाभावादिति कुतस्त्या तदपोहस्य तन्निष्ठतेति चेत्। तर्हि विप्रतारकवाक्यमप्यागम एव न भवति, आप्तोक्तत्वतल्लक्षणाभावादित्यादि समस्तं समानम्।

§२८ *જૈન*—"શ્રીમાન અનેકાન્તવાદની ઉદ્‌ઘોષણા કરવાથી પિપાસુ (તૃષાવાન્) થયેલો હું અપોહનું શીઘ્ર પાન કરી જાઉં છું તે હે બૌદ્ધો! તમે ક્ષણમાત્ર જુઓ."

પ્રથમ તો અહીં તથાપ્રકારની પ્રતીતિ હોવાથી વિરુદ્ધધર્માધ્યાસનો પરિહાર થઈ જતો હોઈ કથંચિત્ ઐક્યભાવને પામેલ સામાન્યવિશેષાત્મક વસ્તુલક્ષણની નિર્દોષ દીક્ષામાં વિકલ્પો દીક્ષિત છે આ બાબત પહેલાં જ પ્રકટ થઈ ચૂકી છે. અર્થાત્ વિકલ્પો સામાન્ય વિશેષરૂપ વસ્તુને વિષય કરે છે એ કહેવાઈ ગયું છે. તેથી તત્ત્વતઃ શબ્દો પણ ઉભયાત્મક વસ્તુને વિષય કરનારા સિદ્ધ થાય છે, કારણ કે—તમારા જ આચાર્યોએ કહ્યું છે કે—"જે વિકલ્પોનો વિષય છે તે જ શબ્દોનો વિષય છે." તો પછી શબ્દનો અર્થ અપોહ કઈ રીતે થઈ શકશે? તાત્પર્ય કે—જે વિકલ્પનો વિષય હોય તે જ શબ્દનો વિષય બનતો હોય તો વિકલ્પનો વિષય સામાન્યવિશેષોભયાત્મક વસ્તુ હોઈ શબ્દનો પણ વિષય તેવી જ વસ્તુ સિદ્ધ થાય છે, પણ અપોહ તો બને જ નહિ. અથવા અપોહને શબ્દનો અર્થ (વાચ્ય) માની લેવામાં આવે તો પણ અનુમાનની જેમ શબ્દ કેમ પ્રમાણ નહિ કહેવાય?

*બૌદ્ધ*—અનુમાન અપોહને વિષય કરતું હોવા છતાં પરંપરાએ પદાર્થમાં સંબંધ હોવાથી પ્રમાણરૂપ છે.

*જૈન*—શબ્દ પણ તે જ રીતે પ્રમાણ હો.

*બૌદ્ધ*—અતીત અને અનાગત તથા આકાશકમલ વિગેરે અસત્ પદાર્થો વિષે પણ શબ્દ ઉપલબ્ધ હોવાથી શબ્દનો અર્થ સાથે સંબંધ નથી.

જૈન—તો પછી વરસાદ થયો હોવો જોઈએ, કારણ કે પર્વતમાંથી આવતી-નદીમાં પાણીનો વેગ જોવાય છે, રેવતી નક્ષત્રનો ઉદય થયો છે માટે ભરણીનો ઉદય હવે પછી થશે, ગધેડાનું શીંગડું જગતૂમાં નથી, કારણ કે-સમસ્ત પ્રમાણોથી પણ તેની ઉપલબ્ધિ થતી નથી-વિગેરે સ્થળે પદાર્થ નથી છતાં અનુમાનની પ્રવૃત્તિ થાય છે, માટે અનુમાનનો પણ પદાર્થ સાથે સંબંધ ન હોવો જોઈએ.

બૌદ્ધ—જો શબ્દનો વાચ્ય અપોહ પણ પરંપરાથી પદાર્થ સાથે સંબદ્ધ હોય તો 'તુંબડું ડૂબે છે' ઇત્યાદિ છેતરપીંડી કરનાર ઠગ પુરુષના વાક્યોનો વિષય અપોહ પણ પરંપરાએ સંબધવાળો થવો જોઈએ.

જૈન—તે જ પ્રમાણે અનુમેયાપોહમાં પણ બનશે, કારણ કે પ્રમેયત્વાદિ હેતુના અનુમેયાપોહમાં પણ પરંપરાએ પદાર્થનો સંબંધ માનવો પડશે.

બૌદ્ધ—પ્રમેયત્વ હેતુ જ થઈ શકતો નથી, કારણ કે-વિપક્ષાસત્ત્વરૂપ હેતુનું લક્ષણ તેમાં નથી, એટલે પ્રમેયત્વના અનુમેયાપોહના અર્થમાં પરંપરાએ સંબંધ કઈ રીતે હોઈ શકે ?

જૈન—તો પછી આપ્તોક્તત્વરૂપ લક્ષણ છેતરપીંડી કરનાર પુરુષના વાક્યમાં ન હોવાથી તે આગમરૂપ પ્રમાણ પણ બની શકતું નથી, માટે એ સમસ્ત બાબત પરસ્પર સમાન જ છે.

(प०) **अपोऽहमि**ति अप. कर्मतापन्ना· अहम् ।

**इह तावदि**त्यादिगद्ये **लक्षण**शब्देन परिज्ञानम् । **अस्तु** वेत्यादि अस्तु वाऽपोहः शब्दार्थः । **पदार्थे** इति स्वलक्षणे । **अत्रे**ति शब्दे । **यदि वच** इत्यादि सौगतः । **तथा भवेदि**ति पदार्थ-प्रतिष्ठ. । **अनुमेयाऽपोहेऽपी**त्यादि सूरि· । प्रमेयत्वमित्यादि सागत. । तदपोहस्य प्रमेयापोहस्य **तन्निष्ठते**ति पदार्थनिष्ठता । **नही**त्यादि सूरिः । **आप्तोक्तत्वतल्लक्षणाभावादि**ति आप्तोक्तत्वाख्यागमलक्षणाभावात् ।

(टि०) **इह तावदि**त्यादि । **तथाप्रतीती**ति तथाविधा विरुद्धधर्माध्यासरहिता या प्रतीतिस्तया परिहृतो विरुद्धधर्माध्यासो येन तत् तथा कथंचित्तादात्म्यापन्नौ अविष्वग्भावसमाश्रितौ यौ सामान्य-विशेषौ तत्स्वरूप तदात्मक यद् वस्तुलक्षणं स्वलक्षणरूपं तस्य या अक्षूणा दीक्षा तया दीक्षितत्वम् विकल्पानां स्वलक्षणान्त प्रवेश प्रागभावित इति भावः । **तदि**ति उभयात्मकवस्तुविषयत्वम् । **तत एवे**ति परपरया पदार्थप्रतिबन्धाभावादेव । **अतीतानागते**त्यादि । **अत्रे**ति शब्दे ॥ **अलाबूनी**ति तुम्बकादीनि जलतलगतान्यपि न मज्जन्ति ॥ तथा चोक्तम्—
"तुम्बक तृणकाष्ठ च तैलं जलसमागतम् । पुनः स्वस्थानमायाति......" ॥ इत्यादि ॥

अत एव विप्रतारक. ।। **तथे**ति पारंपर्येण पदार्थप्रतिष्ठः स्यात् । **अनुमेये**ति अनुमेयश्चासावपोहश्चेति कर्मधारय· ॥ **प्रमेयत्वे**ति प्रमेयत्वादिहेतुभिः कृत्वा प्रमेयत्वादिहेतुभिरनुमेयापोहे पदार्थप्रतिष्ठा न स्यात् हेतोरालीकत्वात् । **प्रमेयत्वमित्यादि** ॥ **विपक्षासत्त्वे**ति-विपक्षासत्त्वं तल्लक्षणं हेतुलक्षणं तस्यासत्त्वात् ॥ **तदपोहस्ये**ति अनुमेयापोहस्य । **तन्निष्ठते**ति पदार्थनिष्ठता । **तल्लक्षणे**ति आगमलक्षणासत्त्वात् ।

§२९ यस्तु नाप्तोक्तत्वं वचसि विवेचयितुं शक्यमिति शाक्यो वक्ति, स पर्यनुयोज्यः । किमाप्तस्यैव कस्याप्यभावादेवमभिधीयेत, भावेऽप्यस्य निश्चयाभावात्, निश्चयेऽपि मौनव्रतिकत्वाद्, वक्तृत्वेऽप्यनाप्तवचनात् तद्वचसो विवेकावधारणाभावाद्वा । सर्वमप्येतच्चार्वाकादिवाचां प्रपञ्चात् मातापितृपुत्रभ्रातृगुरुसुगतादिवचसां विशेषमातिष्ठमानैरप्रकटनीयमेव । न च नास्ति विशेषस्वीकारः, तत्पठितानुष्ठानघटनायामेव प्रवृत्तेर्निर्निबन्धनत्वापत्तेः ।

§૨૯. બૌદ્ધ—આ વચન આપ્તનું છે કે અનાપ્તનું એવો વિવેક થઈ શકતો નથી તેનું શું ?

જૈન—અહીં તમને પૂછવું જોઈએ કે 'વિવેકનો સંભવ નથી' એ તમારા કથનનું કારણ શું ? કોઈ આપ્ત પુરુષ તો છે પણ નિશ્ચય નથી. (તે આપ્ત જ છે એવો નિશ્ચય નથી) માટે, આપ્ત પુરુષ છે એવો નિશ્ચય હોવા છતાં તે શું મૌનવ્રતી (સદા મૌન રહેવાની પ્રતિજ્ઞાવાળા) છે માટે, કે બોલે છે પરંતુ અનાપ્તના વચનથી તેમના વચનમાં શું ભેદ છે તેનો નિશ્ચય નથી માટે ? ચાર્વાકાદિ નાસ્તિકાદિ લોકોની વાણીના પ્રપંચથી માતા, પિતા, પુત્ર ભાઈ, ગુરુ, સુગત વિગેરેની વાણી-શબ્દમાં વિશેષતા છે એમ માનનારા બૌદ્ધોએ આ બધું કહેવું જ ન જોઈએ, અને જો માતા પિતાદિકના વચનની ચાર્વાકના વચનની અપેક્ષાએ વિશેષતા સ્વીકારતા ન હો તો તેમની-માતપિતાદિકની વાણીને આધારે જ જે અનુષ્ઠાન થાય છે તે નિષ્કારણ બની જશે.

(પ૦) **अनाप्तवचनाद्**िति अनाप्तवचनसकाशात् । **तद्वचस** इति आप्तवचसः ।

(टि०) **सर्वमप्येतद्**िति । **तत्पठिते**ति तेषां पितृमातृसुगतादिवाक्यानां पठनाचरणघटनायाम् । **निर्निबन्धने**ति निष्कारणत्वप्रसङ्गात् आदराभावप्रसक्तेः ।

§३० अथानुमानिक्येवाप्तशब्दादर्थप्रतीतिः—

पादपार्थविवक्षावान् पुरुषोऽयं प्रतीयते ।
वृक्षशब्दप्रयोक्तृत्वात् पूर्वावस्थास्वहं यथा ॥ १ ॥

इति विवक्षामनुमाय 'सत्या विवक्षेयम्; आप्तविवक्षात्वात्, मद्विवक्षावत्' इति वस्तुनो निर्णयादिति चेत् ।

§३१ तदचतुरस्रम् । अमूदृशव्यवस्थाया अनन्तरोक्तवैशेषिकपक्षप्रतिक्षेपेण कृतनिर्वचनत्वात् । किञ्च, शाखादिमति पदार्थे वृक्षशब्दसङ्केते सत्येतद्विवक्षाऽनुमानमातन्येत, अन्यथा वा । न तावदन्यथा । केनचित्कक्षे वृक्षशब्दं सकंल्प्य तदुच्चारणात्, उन्मत्तसुप्तशुकसारिकादिना गोत्रस्खलनवता चान्यथाऽपि तत्प्रतिपादनाच्च हेतोर्व्यभिचारापत्तेः । संकेतपक्षे तु यद्येष तपस्वी शब्दस्तद्वशाद्वस्त्वेव वदेत्, तदा किं नाम क्षूणं स्यात् । न खल्वेषोऽर्थाद् बिभेति । विशेषलाभश्चैवं सति यदेवंविधाननुभूयमानपारंपर्यपरित्याग इति ।

१ अत्र मुद्रिते '(कथम् ?)'-इति अधिकम् ।

§૩૦. બૌદ્ધ—આપ્તવચનથી જે અર્થજ્ઞાન થાય છે તે અનુમાનથી થાય છે. કારણ કે-"આ પુરુષ વૃક્ષ અર્થની વિવક્ષાવાળો છે, વૃક્ષ શબ્દનો પ્રયોગ કરતો હોવાથી, જેમ પૂર્વાવસ્થામાં વૃક્ષરૂપ અર્થની વિવક્ષાથી મેં વૃક્ષ શબ્દનો પ્રયોગ કર્યો હતો." આ રીતે પ્રથમ વિવક્ષાનું અનુમાન કરીને પછી-આ વિવક્ષા સાચી છે, આપ્તની વિવક્ષા હોવાથી, મારી વિવક્ષાની જેમ-આ રીતે અનુમાનથી વસ્તુનો અર્થાત્ પદના અર્થનો નિર્ણય થાય છે.

§૩૧. જૈન—તે અસંગત છે કારણ કે તમારી આ વ્યવસ્થાનું હમણાં જ કરેલ વૈશેષિકના ખંડન દ્વારા(૪.૨.) ખંડન થઈ જ જાય છે. વળી, શાખા પ્રશાખા-(ડાળ-ડાળીઓ) વિગેરેથી યુક્ત પદાર્થમાં વૃક્ષ શબ્દનો સંકેત હોય ત્યારે આવું વિવક્ષાનું અનુમાન કરો છો કે તેવા પદાર્થમાં સંકેત કર્યા વિના ? 'તેવા પદાર્થમાં સંકેત કર્યા વિના' એ બીજો પક્ષ તો કહી શકશો નહિ. કારણ કે-કોઈ પુરુષ કક્ષ-ઘાસ વિગેરે પદાર્થ વિષે વૃક્ષ શબ્દનો સંકેત કરી ઉચ્ચાર કરે, કે ઉન્મત્ત પુરુષ, સૂતેલ પુરુષ, પોપટ, મેના અને ગોત્ર સ્ખલનાવાળો (કંઈ બોલવાને બદલે બીજું કંઈ બોલનાર) પુરુષ તથારૂપ પદાર્થમાં સંકેત કર્યા વિના પણ વૃક્ષશબ્દનો ઉચ્ચાર કરે છે, તેથી વૃક્ષશબ્દપ્રયોક્તૃત્વ હેતુમાં વ્યભિચાર આવશે. અર્થાત્ વૃક્ષશબ્દનો પ્રયોગ હોવા છતાં આ બધામાં શાખાદિમાન્ પદાર્થની વિવક્ષા નથી અને જો 'તથારૂપ અર્થમાં સંકેત કરીને વૃક્ષશબ્દનો ઉચ્ચાર કરે' એ પક્ષ માન્ય હોય તો-આ બિચારો શબ્દ સંકેતના બલથી વસ્તુનો વાચક બને છે એમ માનવામાં શું નુકશાન છે ? એ શબ્દ કંઈ અર્થથી ડરતો તો નથી અને સંકેતગમ્ય અર્થ માનવાથી વિશેષ લાભ તો એ છે કે-પ્રથમ વિવક્ષાનું અનુમાન, પછી તેની સત્યતાનું અનુમાન અને પછી શબ્દાર્થ બોધ-આવી અનુભવમાં નહિ આવતી પરંપરાનો ત્યાગ આપોઆપ થઈ જાય છે.

(प०)**अथानुमानिक्येवे**त्यादि सौगतः । **अर्थप्रतीति**रित्यतोऽग्रे 'कथम्' इति गम्यम् ।

**किञ्चे**त्यादि सूरिः । **हेतोरि**ति वृक्षशब्दप्रयोक्तृत्वादिति **हेतोः** । **तद्वशादि**ति सङ्केतवशादिति । **वस्त्वेव वदेदि**ति न विवक्षाम् । **अर्थाद् बिभेती**ति येन विवक्षामेव **वदेत्** ।

(टि०) **अमूदृशे**ति पुरा वैशेषिकमतापासनमातन्वानैर्विवक्षा निर्मूलकाषमुन्मूलितैव । **तदुच्चारणादि**ति वृक्षशब्दप्रकटनात् । **उन्मत्तसुप्ते**ति उन्मत्त-शुक-सारिकाप्रभृतयो ह्यभिधेयशून्यं वदन्ति । **अन्यथापी**ति सकेतं विनापि । **तत्प्रतिपादनादि**ति वृक्षशब्दप्रयोगात् ॥ **हेतोरि**ति अन्यत्वलक्षणस्य । **तद्वशादि**ति सकेतबलात् । **वस्त्वेवे**ति विवक्षानुमानं परित्यज्य वृक्षादिपदार्थमेवावगमयेत् । तदा किं हीनम् ? **एष** इति सकेतः । **एवं सती**ति संकेतगम्येऽर्थे । **एवंविधे**ति विवक्षानुमानसत्यतादिपरंपराया अकिंचित्करत्वात् साक्षादेव शुभम् ।

§३२ यदकथि परमार्थत 'सर्वतोऽव्यावृत्तस्वरूपेषु स्वलक्षणेष्वेकार्थकारित्वेने-त्यादि । तदवद्यम् । यतोऽर्थस्य वाहदोहादेरेकत्वम्—अद्विरूपत्वं, समानत्वं वा विवक्षितम् । न तावदाद्यः पक्षः, षण्डमुण्डादौ कुण्डकाण्डभाण्डादिवाहादेरर्थस्य भिन्न-

१ सर्वतोऽव्या° मु ।

भिन्नस्यैव संदर्शनात् । द्वितीयपक्षेऽपि सदृशपरिणामास्पदत्वम्, अन्यव्यावृत्त्यधिष्ठितत्वं वा समानत्वं स्यात् । न प्राच्यः प्रकारः, सदृशपरिणामस्य सौगतैरस्वीकृतत्वात् । न द्वितीयः, अन्यव्यावृत्तेरतात्त्विकत्वेन वान्ध्येयस्येव स्वलक्षणेऽधिष्ठानासंभवात् ।

§३३ किञ्च, अन्यतः सामान्येन, विजातीयाद्वा व्यावृत्तिरन्यव्यावृत्तिर्भवेत् । प्रथमपक्षे, न किञ्चिदसमानं स्यात्, सर्वस्यापि सर्वतो व्यावृत्तत्वात् । द्वितीये तु विजातीयत्वं वाजिकुञ्जरादिकार्याणां वाहादिसजातीयत्वे सिद्धे सति स्यात्, तच्चान्यव्यावृत्तिरूपमन्येषां विजातीयत्वे सिद्धे सति, इति स्पष्टं परस्पराश्रयत्वमिति । एवं च कारणैक्यं, प्रत्यवमर्शैक्यं च विकल्प्य दूषणीयम् ।

§૩૨ વળી, તમોએ પરમાર્થથી તો સર્વથી વ્યાવૃત્ત સ્વરૂપવાલા (ભિન્ન સ્વરૂપવાળા) સ્વલક્ષણોમાં એકાર્થકારી હોવાથી (§૨૮) વિગેરે જે કંઈ કહ્યું તે નિર્દોષ નથી. કારણ કે- વાહ દોહાદિ અર્થનું એકત્વ એટલે તમને શું અભિપ્રેત છે ? શું તે એ અર્થ નથી તે કે બન્ને સમાન છે એ ? પહેલો પક્ષ તો કહેવા યોગ્ય નથી. કારણ કે પંડમુંડાદિ (ખંડિત શીંગવાળા કે શૃંગહીન) ગૌમાં કોઈ કુંડવાહી, કોઈ કાંડવાહી તો કોઈ ભાંડવાહી હોય છે એમ ભિન્ન ભિન્ન અર્થ જોવાય છે. બીજો પક્ષ કહો તો-સમાન એટલે સદૃશ પરિણામવાળું છે કે અન્ય વ્યાવૃત્તિ એટલે અન્યાપોહથી સંબદ્ધ છે ? પહેલો પક્ષ તો કહી શકશો નહિ કારણ કે બૌદ્ધોને સદૃશ પરિણામ માન્ય નથી. બીજો પક્ષ પણ સંગત નથી. કારણ કે અન્ય વ્યાવૃત્તિ (અન્યાપોહ) વંધ્યાપુત્રની જેમ અતાત્ત્વિક-તુચ્છરૂપ હોવાથી સ્વલક્ષણમાં તે રહી શકશે નહિ

§૩૩. વળી, અન્ય વ્યાવૃત્તિ એ અન્ય એટલે સામાન્યથી કે વિજાતીયથી વ્યાવૃત્તિ છે ? સામાન્યથી વ્યાવૃત્તિરૂપ પહેલો પક્ષ કહો તો-કોઈ કોઈથી અસમાન થશે જ નહિ, કારણ કે સર્વે ઘટાદિ પદાર્થ સર્વ સજાતીય ઘટોથી વ્યાવૃત્ત (પૃથગ્) છે. અર્થાત્ સજાતીયથી વ્યાવૃત્તિ હોવાથી વિજાતીયથી વ્યાવૃત્તિનો અવકાશ રહેશે નહિ તેથી તે વિજાતીયથી સમાન બની જતો હોઈ અસમાન બનશે નહિ.

બીજો પક્ષ કહો તો-પ્રથમ વાહાદિ પદાર્થમાં સજાતીયત્વ સિદ્ધ હોય તો વાજિ-અશ્વ, કુંજર-હાથી, વિગેરે કાર્યોમાં વિજાતીયતા સિદ્ધ થાય, અને તે સજાતીયતા પણ અન્યવ્યાવૃત્તિરૂપ હોઈ અન્યની વિજાતીયતા સિદ્ધ હોય તો થાય છે, એમ પરસ્પરાશ્રય નામનો દોષ સ્પષ્ટ જણાય છે. એ જ રીતે કારણૈક્ય અને પ્રત્યવમર્શૈક્ય (§૨૮) વિષે પણ વિકલ્પો કરીને તેમને દૂષિત કરવાં.

(५०) **षण्डमुण्डादावि**त्यादिग्रये **काण्ड**शब्देन शरभारस्याख्या । **सदृशपरिणामास्पदत्वमि**ति सामान्यमित्यर्थः । **अन्यव्यावृत्त्यधिष्ठितत्वमि**ति अन्यापोहाधिष्ठितत्वम् । **सामान्येने**ति सजातीयाद् विजातीयाच्च । **सर्वस्यापी**ति घटादेः । **कार्याणामि**ति वाहानाम् । **वाहादी**ति वाहा गवादयः ।

(टि०) **यतोऽर्थस्ये**त्यादि ॥ **अतात्त्विकत्वे**नेति अभावस्वरूपतया । यथा वान्ध्येयः सत्त्वाभावात् स्वलक्षणान्तःप्रवेशं न लभते ।

**सामान्येने**ति सजातीयाद्विजातीयाच्च ॥ **असमानमि**ति सजातीयात् परमाणुसमूहाद् व्यावृत्तौ सामान्ये घटः पटेन समम् पटो घटेन सह समानं आप्नोति । **सर्वस्यापी**ति घटस्यापि सजातीयापरसमग्रघटेभ्यो व्यावृत्तत्वात्पटेन साम्यम् पटस्य सजातीयापरपटेभ्यो व्यावृत्त्या घटेन साम्यम् । **तच्चे**ति सजातीयत्वम् । **अन्येषामि**ति धवलादीनाम् ।

§३४ अपि च यदि बुद्धिप्रतिबिम्बात्मा शब्दार्थः स्यात्, तदा कथमतो बहिरर्थे प्रवृत्तिः स्यात् ? । स्वप्रतिभासेऽनर्थेऽर्थाध्यवसायाच्चेत् । ननु कोऽयमर्थाध्यवसायो नाम । अर्थसमारोप इति चेत्, तर्हि सोऽयमर्थानर्थयोरग्निमाणवकयोरिव तद्विकल्पविषयभावे सत्येव समुत्पत्तुमर्हति । न च समारोपविकल्पस्य स्वलक्षणं कदाचन गोचरतामञ्चति । यदि चानर्थेऽर्थसमारोपः स्यात्, तदा दाहदोहाद्यर्थक्रियार्थिनः सुतरां प्रवृत्तिर्न स्यात् । नहि दाहपाकाद्यर्थी समारोपितपावकत्वे माणवके कदाचित् प्रवर्त्तते । रजतरूपताऽवभासमानशुक्तिकायामिव रजतार्थिनो अर्थक्रियार्थिनो विकल्पात् तत्र प्रवृत्तिरिति चेत् । भ्रान्तिरूपस्तर्ह्ययं समारोपः, तथा च कथं ततः प्रवृत्तोऽर्थक्रियार्थी कृतार्थः स्यात् । यथा शुक्तिकायां प्रवृत्तो रजतार्थक्रियार्थीति ।

§૩૪. વળી, શબ્દાર્થ બુદ્ધિપ્રતિબિંબરૂપ હોય તો-શબ્દથી બાહ્ય અર્થમાં કઈ રીતે પ્રવૃત્તિ થશે ?

**બૌદ્ધ**—બુદ્ધિના પ્રતિભાસરૂપ અનર્થ (અન્યાપોહ)માં અર્થનો અધ્યવસાય (નિશ્ચય) થવાથી પ્રવૃત્તિ થશે.

**જૈન—અહીં પ્રશ્ન એ છે કે અર્થનો અધ્યવસાય એટલે શું ?**

**બૌદ્ધ—અર્થનો અધ્યવસાય એટલે અર્થનો સમારોપ.**

**જૈન**—તમારો કહેલ આ અર્થસમારોપ તો-અર્થ અને અનર્થ બન્ને અગ્નિ અને માણવક (છોકરા)ની જેમ વિકલ્પના વિષય હોય ત્યારે જ ઘટી શકે છે, પરંતુ સ્વલક્ષણરૂપ અર્થ તો કદી પણ સમારોપ વિકલ્પનો વિષય બનતો જ નથી. અને જો અનર્થમાં અર્થનો સમારોપ હોય તો વાહદોહાદિ અર્થક્રિયાના ઇચ્છુક પુરુષોની કદી પ્રવૃત્તિ થશે જ નહિ, કારણ કે-જગતમાં દાહપાકાદિ અર્થક્રિયાની ઇચ્છાવાળો કોઈ પણ પુરુષ જેમાં અગ્નિત્વધર્મનો આરોપ કરવામાં આવ્યો છે, એવા માણવક (છોકરા)માં કદી પણ પ્રવૃત્ત થતો નથી.

**બૌદ્ધ**—રજતરૂપે જણાતી છીપલીમાં રજતાર્થી પુરુષની જેમ પ્રવૃત્તિ થાય છે, તેમ અર્થક્રિયાના અર્થી પુરુષની સમારોપિત પદાર્થમાં વિકલ્પ જ્ઞાનથી પ્રવૃત્તિ થાય છે

**જૈન**—તો પછી સમારોપ ભ્રાન્તિરૂપ જ છે. અને એ રીતે ભ્રાન્તિરૂપ સમારોપથી પ્રવૃત્ત થયેલો અર્થક્રિયાનો અર્થી પુરુષ કઈ રીતે કૃતાર્થ થઈ શકે ?

અર્થાત્ ન થઈ શકે. જેમકે-છીપમાં પ્રવૃત્ત થયેલો રજતની અર્થક્રિયાનો અર્થી પુરુષ કૃતાર્થ થતો નથી.

(५०) **स्वप्रतिभासे** इत्यादि सौगतः । **नन्विति** सूरिः । **तद्विकल्पविषयभावे** इति स चासौ विकल्पश्च तद्विकल्पः इत्यादि विग्रहः । विषयत्वं च वस्तुनोरसतोरेव भवति । तद्विकल्पोऽग्निविकल्पः । **गोचरतामि**ति भवन्मतेऽपि । **अर्थक्रियार्थिन** इत्यादि बौद्धः । **तत्रे**ति पावके ।

(टि०) **यदि बुद्धा**वित्यादि ॥ **अतो बहिरि**ति किन्त्वन्तर्मुखैव परमाणुनिविष्टैव । न च गिरि-नगर-सागर-कुरङ्ग-श्रृङ्ग-सृङ्ग-विहङ्ग-भुजङ्ग-मातुलिङ्ग-नारङ्ग-पूग-लवङ्गरूपा प्रवृत्तिः प्रथते । **अनर्थे** इति अन्यापोहलक्षणे । **सोऽयमि**ति अर्थाध्यवसायः । **तद्विकल्पे**ति अर्थाध्यवसाय-विकल्पगोचरत्वे । **विकल्पस्ये**ति शब्दारूपितज्ञानस्य । **सुतरामि**ति सादरतया । नहि विषममृततयोपचरितमपि प्राणितुमिच्छु पुमान् सप्रत्ययं प्रायेणाऽश्नीयात् । **तत्रे**ति अर्थसमारापमा(प्रा)पितेनार्थे । **तत** इति भ्रान्तिरूपात् समारोपात् ॥

§३५ यदपि प्रोक्तम्—कार्यकारणभावस्यैव वाच्य-वाचकतया व्यवस्थापितत्वादिति । तदप्ययुक्तम् । यतो यदि कार्यकारणभाव एव वाच्य-वाचकभावः स्यात्, तदा श्रोत्रज्ञाने प्रतिभासमानः शब्दः स्वप्रतिभासस्य भवत्येव कारणमिति तस्याप्यसौ वाचकः स्यात् । यथा च विकल्पस्य शब्दः कारणम्, एवं परंपरया स्वलक्षणमपि । अतस्तदपि वाचकं भवेदिति प्रतिनियतवाच्यवाचकभावव्यवस्थापनं प्रलयपद्धतिमनुधावेत् । ततः शब्दः सामान्यविशेषात्मकार्थावबोधनिबन्धनमेवेति स्थितम् ॥११॥

§૩૫—વળી, કાર્યકારણભાવ જ વાચ્ય-વાચકભાવ તરીકે વ્યવસ્થાપિત છે, એમ જે તમે કહ્યું (§૨૯), તે અયોગ્ય છે, કારણ કે-કાર્યકારણભાવ એ જ વાચ્ય-વાચકભાવ હોય તો-શ્રોત્રજ્ઞાનમાં પ્રતિભાસમાન શબ્દ પોતાના પ્રતિભાસનું કારણ છે માટે તે શબ્દ સ્વજ્ઞાનનો પણ વાચક થશે. વળી, જેમ વિકલ્પનું શબ્દ કારણ છે તેમ પરંપરાએ સ્વલક્ષણ પણ કારણ છે, તો તે પણ વાચક થશે, આથી પ્રતિનિયત વાચ્ય-વાચકભાવવ્યવસ્થા-એટલે અમુક શબ્દ સમુદ્ર અર્થનો વાચક છે, એવી વ્યવસ્થા તો પ્રલયમાર્ગમાં જ ચાલી જશે. અર્થાત્ તેથી વ્યવસ્થા બની શકશે નહિ. માટે શબ્દ સામાન્યવિશેષાત્મક અર્થના બોધનું કારણ છે એ વાત સિદ્ધ થઈ. ૧૧.

(५०) **तस्यापी**ति प्रतिभासस्यापि । **असा**विति शब्दः ॥११॥

(टि०)**यतो यदी**त्यादि । **श्रोत्रज्ञाने** इति श्रोत्रजन्यज्ञाने । **तस्यापी**ति स्वप्रतिभासस्यापि । **असावि**ति शब्दः । **अत** इति कारणात् ॥ **तदपी**ति स्वलक्षणमपि, स्वलक्षणस्य विकल्पे जायमाने कारणरूपत्वात् ॥११॥

स्वाभाविकसामर्थ्यसमयाभ्यामर्थबोधनिबन्धनं शब्द इत्युक्तम् । अथ किमस्य शब्दस्य स्वाभाविकं रूपं, किञ्च परापेक्षमिति विवेचयन्ति—

**अर्थप्रकाशकत्वमस्य स्वाभाविकं प्रदीपवद्यथार्थायथार्थत्वे पुनः पुरुषगुणदोषानुसरतः ॥१२॥**

§१ अर्थप्रकाशकत्वम्, अर्थावबोधसामर्थ्यम् । अस्य शब्दस्य । स्वाभाविकं परानपेक्षम् । प्रदीपवत् । यथा हि प्रदीपः प्रकाशमानः शुभमशुभं वा यथासन्निहितं भावमवभासयति, तथा शब्दोऽपि वक्त्रा प्रयुज्यमानः श्रुतिवर्त्तिनमवतीर्णः सत्येऽनृते वा, समन्वितेऽसमन्विते वा, सफले निष्फले वा, सिद्धे साध्ये वा वस्तुनि प्रतिपत्तिमुत्पादयतीति तावदेवास्य स्वाभाविकं रूपम् । अयं पुनः प्रदीपाच्छब्दस्य विशेषः– यदसौ संकेतव्युत्पत्तिमपेक्षमाणः पदार्थप्रतीतिमुपजनयति, प्रदीपस्तु तन्निरपेक्षः । यथार्थत्वायथार्थत्वे सत्यार्थत्वासत्यार्थत्वे पुनः प्रतिपादकनराधिकरणशुद्धत्वाशुद्धत्वे अनुसरतः । पुरुषगुणदोषापेक्षे इत्यर्थः । तथाहि–सम्यग्दर्शिनि शुचौ पुरुषे वक्तरि यथार्था शाब्दी प्रतीतिरन्यथा तु मिथ्यार्थेति । स्वाभाविके तु याथार्थ्ये मिथ्यार्थत्वे चास्याः स्वीक्रियमाणे विप्रतारकेतरपुरुषप्रयुक्तवाक्येषु व्यभिचाराव्यभिचारनियमो न भवेत् ।

पुरुषस्य च करुणादयो गुणा द्वेषादयो दोषाः प्रतीता एव । तत्र यदि पुरुषगुणानां प्रामाण्यहेतुत्वं नाभिमन्यते जैमिनीयैः, तर्हि दोषाणामप्यप्रामाण्यनिमित्तता मा भूत् । दोषप्रशमनचरितार्था एव पुरुषगुणाः, प्रामाण्यहेतवस्तु न भवन्तीत्यत्र च कोशपानमेव शरणं श्रोत्रियाणामिति ॥१२॥

સ્વાભાવિક સામર્થ્ય અને સંકેત એ બન્ને દ્વારા શબ્દ અર્થબોધનું કારણ છે, એમ ઉપરના જ સૂત્રમાં કહેલ છે. તો હવે શબ્દનું સ્વાભાવિક(નૈસર્ગિક) સ્વરૂપ કેવું છે અને પરની અપેક્ષાએ સ્વરૂપ કેવું છે, તેનું વિવેચન—

**શબ્દ અર્થબોધ સ્વાભાવિક રીતે જ કરે છે, પ્રદીપની જેમ, પરંતુ તે અર્થબોધના યથાર્થતા કે અયથાર્થતાનો આધાર વક્તા પુરુષના ગુણ-દોષો છે. ૧૨.**

§૧ **अर्थप्रकाशकत्वम्**—અર્થબોધ સામર્થ્ય, **अस्य**-શબ્દનું, **स्वाभाविकं**-બીજાની અપેક્ષા નહિ રાખનાર. પ્રદીપની જેમ. જેમ પ્રકાશવંત દીપક યથાયોગ્ય નજીક સ્થાનમાં રહેલ શુભ કે અશુભ પદાર્થને જણાવે છે, તેમ વક્તાથી પ્રયુક્ત શબ્દ પણ શ્રવણમાર્ગમા પ્રવેશીને સાચા કે જૂઠા, સમન્વિત કે અસમન્વિત-(સમ્બદ્ધ કે અસમ્બદ્ધ) સફલ કે નિષ્ફલ, સિદ્ધ કે સાધ્ય વસ્તુવિષયક જ્ઞાન ઉત્પન્ન કરે છે. શબ્દનું સ્વાભાવિક સ્વરૂપ આ જ છે. પરંતુ પ્રદીપથી શબ્દમાં એટલી વિશેષતા છે, કે શબ્દ સંકેતની વ્યુત્પત્તિ-જ્ઞાનની અપેક્ષા રાખીને પદાર્થ જ્ઞાન ઉત્પન્ન કરે છે, જ્યારે પ્રદીપ તેવી અપેક્ષાથી રહિત છે. શાબ્દબોધગત જે યથાર્થતા કે અયથાર્થતા હોય છે, તે વક્તા પુરુષમા રહેલ શુદ્ધતા કે અશુદ્ધતા(પાવિત્ર્ય કે અપાવિત્ર્ય)ને અધીન છે. અર્થાત્ પુરુષગત ગુણદોષને આધીન છે, જેમકે-સમ્યગ્દર્શનવાળો અને પવિત્ર વક્તા હોય તો-યથાર્થ-સાચો શાબ્દબોધ થાય છે, અને તેનાથી વિરુદ્ધ-સમ્યગ્દર્શનથી રહિત અપવિત્ર વક્તા હોય તો-મિથ્યા-ખોટો શાબ્દબોધ થાય છે. જો શાબ્દબોધમાં યથાર્થત્વ કે અયથાર્થત્વને પણ સ્વાભાવિક માનવામાં આવે તો છેતરપીંડી કરનાર (ઠગ) અને

આમ્રફલાદિમાં રસવિશિષ્ટતાનું એટલે કે આમ્રફલ તથાપ્રકારના રસયુક્ત છે એવું જ્ઞાન થતું નથી. વળી, જ્ઞાન દેશથી અર્થાકારધારી હોવાથી નીલ અર્થની જેમ સમસ્ત પદાર્થોને વિષય કરે-એવી આપત્તિ આવશે, કારણ કે જ્ઞાનમાં સત્ત્વાદિરૂપે અર્થાકારધારિત્વ સર્વત્ર અવિશિષ્ટ-સમાન જ છે અર્થાત્ જ્ઞાન સર્વત્ર સત્ત્વાદિરૂપે સરખું જ અર્થાકારધારી છે.

**બૌદ્ધ**—સત્ત્વાદિરૂપે અર્થાકારધારિત્વ સમાન હોય છતાં નીલાદિ આકાર વિલક્ષણ-જુદો જ હોવાથી સમસ્ત પદાર્થોનું જ્ઞાન થતું નથી.

**જૈન**—તો પછી સમાન આકારવાળા સમસ્ત પદાર્થોના ગ્રહણ(જ્ઞાન)ની પ્રાપ્તિ થશે.

**બૌદ્ધ**—જ્ઞાન જેનાથી ઉત્પન્ન થાય છે તે જ પદાર્થના આકારને અનુસરણ કરવા દ્વારા ગ્રહણ થાય છે.

**જૈન**—અમે તેનો ઉત્તર કહી ચૂક્યા જ છીએ કે-સમાન પદાર્થને વિષય કરનાર ઉત્તરજ્ઞાનમાં પૂર્વજ્ઞાનના ગ્રહણની આપત્તિ આવશે. અર્થાત ઉત્તરજ્ઞાન પણ પૂર્વજ્ઞાનનું ગ્રાહક થશે માટે તદુત્પત્તિ અને તદાકારતા દ્વારા જ્ઞાન પ્રતિનિયત અર્થનું પ્રકાશક નથી, પરંતુ પ્રતિબંધકના નાશથી એટલે કે આવરણના ક્ષય કે ક્ષયોપશમથી જ જ્ઞાન પ્રતિનિયત અર્થનું પ્રકાશક છે એ સિદ્ધ થયું. ૪૭

એ પ્રમાણે 'પ્રમાણનયતત્ત્વાલોક' નામના ગ્રંથમાં શ્રીરત્નપ્રભાચાર્ય મહારાજ વિરચિત 'રત્નાકરાવતારિકા' નામની લઘુટીકામાં 'આગમસ્વરૂપનિર્ણય' નામના ચોથા પરિચ્છેદનો રૈવતાચલચિત્રકૂટાદિ પ્રાચીન (જીર્ણ) તીર્થોદ્ધારક શ્રીવિજયનીતિસૂરીશ્વરજીના શિષ્યાણુ મુનિ મલયવિજયજીએ સ્વઅભ્યાસ સમયે કરેલ ગુર્જરભાષાનુવાદ પૂર્ણ થયો.

(पं०) **अथ देशेने**त्यादि गद्ये तद्वै **तद्विशिष्टत्व**मिति नीलादिविशिष्टत्वम् । **तद्विशिष्टते**ति रसविशिष्टता । **किञ्चे**त्यादिना प्रसङ्गमुत्पादयति जैन. । **तदविशेषेऽ**पीति सत्त्वादिमात्राऽविशेषे ॥४७॥

## ॥ इति चतुर्थः परिच्छेदः समाप्तः ॥

### चतुर्थपरिच्छेदे वादस्थलानि—

काणादाभिमतं शब्दस्य यदनुमानत्वं तस्य निरासः १, **श्रुते**रपौरुषेयत्वनिरासः २, शब्दाभिव्यक्तिनिरासेन शब्दानित्यत्वस्थापनं ३, यौगाभिमताकाशगुणत्वनिरासेन शब्दपौद्गलिकत्वस्थापनं च ४, शक्तिसाधनं ५, सङ्केतस्थापनम् ६, अपोह शब्दार्थ इत्यस्य निराकरण ७, सामान्यविशेषात्मनोऽर्थस्य वाचकः शब्द इति स्थापनम् ८, सप्तभङ्गीप्ररूपणम् ९, तदुत्पत्तितदाकारतानिरासेन स्वकीयप्रतिबन्धकापगमविशेषस्वरूपसामर्थ्यतः प्रमाणस्यार्थावद्योतकत्वव्यवस्थापनम् १०। एवं दश ॥

(टि०) **एतद्व्यवच्छेद्य**मित्यादि । **तयो**रिति तदुत्पत्ति–तदाकारतयोः । [1]**एतयो**रिति तदुत्पत्ति-तदाकारतयोः । **तस्ये**ति अर्थस्य । **तानी**ति ज्ञानानि ॥ **अथ देशेने**त्यादि ॥ **तद्विशिष्टत्व**मिति जडताविशिष्टताम् । **तस्ये**ति ज्ञानस्य । **तदविशेषेपी**ति सत्त्वाकाराविशेषेऽपि । **प्रत्ययस्ये**ति ज्ञानस्य ॥४७॥

**इति श्रीसाधुपूर्णिमागच्छीयश्रीमदाचार्यगुणचन्द्रसूरिशिष्यपं०ज्ञानचन्द्रविरचिते रत्नाकरावतारिकाटिप्पनके चतुर्थः परिच्छेदः समाप्तः ॥ श्री ॥**

---

१ अत्र मूले अनयोः इति पाठः ।

अर्हम्

# अथ पञ्चमः परिच्छेदः ।

इत्थं प्रमाणस्य स्वरूपसंख्ये समाख्याय विषयमाचक्षते—

**तस्य विषयः सामान्य-विशेषाद्यनेकान्तात्मकं वस्तु ॥१॥**

§१ तस्य प्रमाणस्य । विसीयन्ते निबध्यन्ते विषयिणोऽस्मिन्निति विषयो गोचरः परिच्छेद्यमिति यावत् । सामान्य-विशेषौ वक्ष्यमाणलक्षणावादिर्यस्य सदसदाद्यनेकान्तस्य तत्तदात्मकं तत्स्वरूपं वस्त्विति । एवं च केवलस्य सामान्यस्य, विशेषस्य, तदुभयस्य वा स्वतन्त्रस्य प्रमाणविषयत्वं प्रतिक्षिप्तं भवति ।

§२ अथैतदाकर्ण्य कर्णाम्रेडपीडिता इव यौगाः संगिरन्ते । नन्वहो जैनाः ! केनेदं सुहृदा कर्णपुटविटङ्कितमकारि युष्माकम्—स्वतन्त्रौ सामान्यविशेषौ न प्रमाणभूमिरिति । सर्वगतं हि सामान्यं गोत्वादि, तद्विपरीतास्तु शबलशाबलेयबाहुलेयादयो विशेषाः, ततः कथमेषामैक्यमाकर्णयितुमपि सकर्णैः शक्यम् ? तथा च सामान्य-विशेषावत्यन्तभिन्नौ, विरुद्धधर्माध्यस्तत्वात्, यावेवं तावेवम्, यथा पाथःपावकौ, तथा चेतौ, तस्मात्तथा, ततो न सामान्यविशेषात्मकत्वं घटादेर्घटते ।

પ્રમાણના સ્વરૂપ અને સંખ્યા કહીને પ્રમાણના વિષયનું કથન—

**સામાન્ય, વિશેષ આદિ અનેકાન્તાત્મક વસ્તુ તેનો વિષય છે. ૧.**

§૧ તેનો એટલે પ્રમાણનો, વિષયી-જ્ઞાન જેમાં બંધાય તે વિષય છે, તે ગોચર કે પરિચ્છેદ્ય પણ કહેવાય છે. સૂત્રમાં 'આદિ' પદ ગ્રહણ કરેલ છે, તેથી જેમનું સ્વરૂપ આગળ કહેવાશે તે સામાન્ય અને વિશેષ જેમની આદિમાં છે, એવા સત્-અસત્, નિત્ય-અનિત્ય, અભિલાપ્ય-અનભિલાપ્ય આદિ ધર્મોનું પણ ગ્રહણ કરવું, એટલે કે- તે તે સામાન્ય-વિશેષ આદિ અનેકાન્તાત્મક-અનેક ધર્મયુક્ત વસ્તુ પ્રમાણનો વિષય છે, એમ સમજવું. આ પ્રમાણે કહેવાથી જેઓ કેવળ સામાન્યને કે કેવળ વિશેષને અથવા સામાન્ય અને વિશેષ ઉભયને સ્વતંત્રરૂપે પ્રમાણનો વિષય માને છે, તેમની માન્યતાનું નિરસન કર્યું છે.

§૨ ઉપરોક્ત સૂત્રરચના સાંભળી જાણે કે કાન મરડવાથી પીડાએલા હોય તેવા યૌગ આ પ્રમાણે કહે છે—અહો હે જૈનો ! કયા હિતેચ્છુએ તમારા કાનમાં આ ટાંકણાં માર્યાં (એટલે કે-શલ્યયુક્ત કાન થવાથી બીજાનું કશું સાંભળી શકાય નહિ) કે સ્વતંત્ર સામાન્ય કે સ્વતંત્ર વિશેષ પ્રમાણનો વિષય નથી ? ગોત્વાદિરૂપ સામાન્ય તો સર્વગત (સર્વત્ર વ્યાપ્ત) છે અને તેથી વિપરીત શબલ-(ટપકવાળી ગાય) શાબલેય, બહુલ (બહુ જ દૂધ દેનાર ગાય) બાહુલેય આદિ વિશેષોનું ઐક્ય-એકતા સકર્ણ (વિદ્વાન્) માનવથી સાંભળી પણ કેમ શકાય ? સામાન્ય અને વિશેષ બન્ને પરસ્પર અત્યન્ત ભિન્ન છે,

કારણ કે તેઓ વિરુદ્ધ ધર્મના આશ્રય છે. જે વિરુદ્ધ ધર્મના આશ્રય હોય તે અત્યન્ત ભિન્ન હોય છે, જેમકે-પાણી અને અગ્નિ. તેવી જ રીતે સામાન્ય અને વિશેષ બન્ને પરસ્પર વિરુદ્ધ ધર્મના આશ્રય છે. તેથી તે બન્ને પરસ્પર અત્યન્ત ભિન્ન છે. માટે ઘટાદિ(પદાર્થ)ની સામાન્યવિશેષાત્મકતા-સામાન્ય અને વિશેષ ઉભયસ્વરૂપતા) યુક્તિસિદ્ધ નથી.

(प०) ई. नम ॥ पञ्चमपरिच्छेदे **विषयिण** इति प्रमाणानि । **स्वतन्त्रस्येति यौगा**भिमतस्य ।

**युष्माकमि**त्यतोऽग्रे यदिति गम्यम् । **सर्वगतमित्या**दिना त एव प्रमाणयन्ति। **तद्विपरीता** इति असर्वगताः

(टि०) **एवं चे**त्यादि॥ **सामान्यस्ये**ति सांख्यमतम्, केवलसामान्यस्याङ्गीकारात्। **विशेषस्ये**ति। सामान्यममान्यम्, विशेष एव चित्ततोषपोषक इति प्रतिपादयत् सौगतमतम्। **उभयस्ये**ति स्वतन्त्रौ सामान्यविशेषौ प्रमाणभूमिरिति साधयत् यौगमतम्।

**नन्वहो जैना** इत्यादि। **तद्विपरी**ता इति सामान्यविपर्ययभृताः। **एषामि**ति सामान्यविशेषानाम् ।

§३ तदेतत्परमप्रणयपरायणप्रणयिनीप्रियालापप्रायं वामवेश्मान्तरेव राजते। तथाहि- यदिदं सर्वगतत्वं सामान्यस्य न्यरूपि, तत् किं व्यक्तिसर्वगतत्वम्, सर्वसर्वगतत्वं वा स्वीकृत्य ? यदि प्राक्तनम्, तदा तर्णकोत्पाददेशे तदविद्यमानं वर्णनीयम्, अन्यथा व्यक्तिसर्वगतत्वव्याघातात्। तत्रोत्पन्नायां च व्यक्तौ कुतस्तत् तत्र भवेत् ? किं व्यक्त्या सहैवोत्पद्येत, व्यक्त्यन्तराद्वा समागच्छेत् ?। नाद्यः पक्षः, नित्यत्वेनास्य स्वीकृतत्वात्। द्वितीयपक्षे तु ततस्तदागच्छत् पूर्वव्यक्तिं परित्यज्यागच्छेत्, अपरित्यज्य वा ?। प्राचिकविकल्पे, प्राक्तनव्यक्तेर्निःसामान्यताऽऽपत्तिः। द्वितीयपक्षे तु किं व्यक्त्या सहैवागच्छेत्, केनचिदंशेन वा ? आद्ये शाबलेयेऽपि बाहुलेयोऽयमिति प्रतीतिः स्यात्। द्वितीयपक्षे तु सामान्यस्य सांशताऽऽपत्तिः। सांशत्वे चास्य व्यक्तिवदनित्यत्वप्राप्तिः।

§४ अथ विचित्रा वस्तूनां शक्तिः; यथा मन्त्रादिसंस्कृतमन्नमुदरस्थं व्याधिविशेषं छिनत्ति, नोदरम्; तद्वदिहापि सामान्यस्येदृशी शक्तिः, यया स्वहेतुभ्यः समुत्पद्यमानेऽर्थे पूर्वस्थानादचलदेव तत्र वर्तत इति चेत्।

§५ स्यादेतदेवम्, यद्येकान्तनैक्यं सामान्यस्य प्रमाणेन प्रसिद्धं स्यात्; न चैवम्, तस्यैव तत्त्वतो विचारयितुमुपक्रान्तत्वात्। यथाहि—यद्यस्यैकान्तैक्यं कीर्त्यते, तदा भिन्नदेशकालासु व्यक्तिषु वृत्तिर्न स्यादिति। यदि तु स्वभाववादालम्बनमात्रेणैवेयमुपपाद्यते तदा किममुना सामान्येन ? किंनरां वाऽन्येनापि भूयसा वस्तुना परिकल्पितेन ? एकैव काचित् पदमनिधीयमाना व्यक्तिरभ्युपगम्यताम्। सा हि तथास्वभावत्वात् तथा तथा प्रथिष्यत इति लाभाभिलापुकस्य मूलोच्छेदः। तन्न व्यक्तिसर्वगतत्वमेतस्य सङ्गतिगोचरीभावमभजत्।

---

१ यथा मु।

§૩ જૈન—હે યૌગો ! અત્યન્ત પ્રેમાસકત પ્રિયાના આલાપ સમાન તમારું આ કથન માત્ર શયનગૃહમાં જ શોભાસ્પદ છે (અર્થાત્ વિદ્વાનોની સભામાં શોભાસ્પદ નથી). તે આ પ્રમાણે—તમોએ સામાન્યને સર્વગત કહ્યું તો શું તે-વ્યક્તિમાં સર્વગત છે એવું સ્વીકારીને કે સર્વ સર્વગત છે—એવું સ્વીકારીને ? પહેલો વિકલ્પ કહો તો-વાછરડાના ઉત્પત્તિસ્થાન-ગર્ભમાં તે સામાન્ય વિદ્યમાન ન હતું એમ કહેવું જોઈએ. અન્યથા વ્યક્તિ સર્વગતત્વનો વ્યાઘાત-બાધ થશે. અર્થાત્ વ્યક્તિમાં જ જે વ્યાપ્ત હોય તો જ્યાં વ્યક્તિ જ ન હોય ત્યાં તે હોવું ન જોઈએ. એટલે હવે પ્રશ્ન થાય છે કે-ગર્ભ સ્થાનમાં ઉત્પન્ન થનાર વ્યક્તિમાં તે સામાન્ય ક્યાંથી આવે ? શું તે સામાન્ય, વ્યક્તિ સાથે જ ઉત્પન્ન થાય છે કે બીજી વ્યક્તિમાંથી આવે છે ? સામાન્યને નિત્ય માનેલ હોવાથી તેની ઉત્પત્તિ રૂપ પ્રથમ પક્ષ કહી શકશો નહિ. બીજો પક્ષ કહો તો-પ્રશ્ન થાય છે કે અન્ય વ્યક્તિમાંથી આવનાર સામાન્ય તે અન્ય વ્યકિતનો ત્યાગ કરીને આવે છે કે ત્યાગ કર્યા વિના ? પ્રથમ વિકલ્પ કહો તો તે અન્ય વ્યકિત સામાન્ય વિનાની થઈ જશે. બીજો વિકલ્પ કહો તો-શું તે વ્યકિતની સાથે જ આવે છે કે કોઈક અંશથી આવે છે ? પ્રથમ પ્રકાર માનો તો શાબલેયમાં પણ આ બાહુલેય છે, એવી પ્રતીતિ થવી જોઈએ. બીજો પ્રકાર માનો તો-સામાન્ય સાંશ બની જશે અને સામાન્યને સાંશ માનવાથી વ્યકિતની જેમ સામાન્ય પણ અનિત્ય બની જશે.

§૪ યૌગ-વસ્તુઓની શકિત વિચિત્ર હોય છે. જેમકે-મન્ત્ર આદિથી સંસ્કૃત અસ્ત્ર (દિવ્ય શસ્ત્ર) ઉદરસ્થ વ્યાધિવિશેષનો નાશ કરે છે પરંતુ ઉદરનો છેદ કરતું નથી. તેની જેમ સામાન્યની પણ એવી શકિત છે, કે જેથી તે પૂર્વસ્થાન-પૂર્વવ્યકિતમાંથી ચલાયમાન થયા સિવાય જ પોતાના કારણોથી ઉત્પન્ન થનાર અર્થ (તર્ણકાદિ વ્યકિત)માં રહે છે.

§૫ જૈન—આવું તો જ બને જો પ્રમાણથી સામાન્ય સર્વથા એક સિદ્ધ થયું હોય પરંતુ એમ તો નથી, કારણ કે-પ્રસ્તુતમાં સામાન્યની એકરૂપતા વાસ્તવિક છે કે નહિ એ જ તો વિચારવાનું છે. તે આ પ્રમાણે-જો સામાન્યમાં એકાન્ત ઐકય માનવામાં આવે અર્થાત્ સામાન્ય સર્વથા એક છે એવું માનવામાં આવે તો ભિન્ન દેશ અને ભિન્ન કાલમાં ઉત્પન્ન થનારી વ્યકિતમાં સામાન્યની સત્તા ઘટી શકશે નહિ, અને જો સામાન્યનો સ્વભાવ જ એવો છે એમ કહી સ્વભાવવાદના આલમ્બન માત્રથી ભિન્ન દેશ અને ભિન્ન કાલમાં ઉત્પન્ન થનારી વ્યકિતમાં સામાન્યની સત્તા સિદ્ધ કરતા હો તો-વળી આ સામાન્યની પણ શું જરૂર છે ? તેમજ બીજી ઘણી બધી વસ્તુઓની પણ કલ્પના કરવાની શી જરૂર છે ? કોઈ એક જ પદ્મનિધિ(કુબેર) જેવી વ્યકિત માની લ્યો, તે વ્યકિત તથાપ્રકારના સ્વભાવથી તે તે પ્રકારે પ્રકટ થશે. એ પ્રમાણે સ્વીકારતાં લાભની ઇચ્છાવાળા તમને પોતાની માન્યતાનો મૂલમાંથી ઉચ્છેદ થયો, માટે સામાન્યનું તે વ્યક્તિ સર્વગત છે એવું લક્ષણ સંગતિનો વિષય બની શકતું નથી. અર્થાત્ સિદ્ધ થઈ શકતું નથી.

(प०) **तदेतद्**ित्यादि जैनः । **न्यरूपि** इति भवद्भिः । **उत्पाद्देशे** इति यत्र तर्णक उत्पद्यते । **अन्यथे**ति यदि तत्रापि भवेत् सामान्यम् । **व्यक्तिसर्वगतत्वव्याघाताद्**िति **तत्र** व्यक्तेरभावात् । **कुत** इति कुतः स्थानात् , **तद्**िति सामान्यम् । **तत्रे**ति तर्णकव्यक्तौ । **स्वीकृतत्वाद्**िति भवद्भिः । **तत** इति वक्त्यन्तरात् । **तद्**िति सामान्यम् । **शाबलेयेऽपि बाहुलेयोऽयमिति प्रतीतिः स्याद्**िति व्यक्त्या सहैव तत्र सामान्यस्य प्रवेशात् ।

**व्याधिविशेषमि**ति व्याधिविशेषं कर्म । **ययेति** शक्त्या । **तत्रे**ति अर्थे ।

**स्याद्**ित्यादि सूरिः । **न चैवमि**त्यतोऽग्रे यत इति गम्यम् । **तथा ही**त्यादिना जैन एवं प्रपञ्चयति । **अस्ये**ति सामान्यस्य । **इयमि**ति वृत्तिः । **अभ्युपगम्यता**मिति यौगैः अभ्युपगम्यतामित्यतोऽग्रे ततः किं स्यादिति गम्यम् । **मूलोच्छेद** इति सामान्यसर्वगतत्वे साधयितुमिष्टे सामान्यस्यैवोच्छेदः । **तन्न व्यक्ती**त्यादिनाचार्य एव निगमयति । **एतस्ये**ति सामान्यस्य ।

(टि०) **तथाहि यदिद्**मित्यादि । **तद्**िति सामान्यस्य व्यक्तिसर्वगतत्वं पूर्वमविद्यमानायां तत्तर्णकव्यक्तावाश्रयाभावेन सामान्यस्याऽसंभवात् । अत एवासत् । **अन्यथे**ति असत्सामान्यवर्णनामन्तरेण । **व्यक्तिसर्वे**ति या या तर्णकरूपा व्यक्ति संसारचक्रे क्रीडति तत्र तत्र सामान्यं सर्वदा समवेतं संजायत इति पक्षप्रहाणप्रसङ्गात् । **तद्**िति सामान्यम् ॥ **तत्रे**ति व्यक्तौ । **अस्ये**ति सामान्यस्य "नित्यमेकमनेकवर्ति सामान्यम्" इति वचनात् । **तत** इति व्यक्त्यन्तरात् । **तद्**िति सामान्यम् । **अस्ये**ति सामान्यस्य ।

**ययेति** शक्त्या । **स्वहेतुभ्य** इति आत्मीयात्मीयसहकारिकारणेभ्यः । **अर्थे** इति तर्णकादौ **पूर्वस्थानाद्**िति पूर्वव्यक्ते ॥ '**तत्रे**ति अर्थे, **न चैवमि**ति सामान्यस्यैकान्तैक्यं न प्रमाणात् सिद्धिपद्धतिमशिश्रयत् । **तस्यैवे**ति सामान्यैकान्तैक्यस्यैव । **उपक्रान्ते**ति प्रारब्धत्वात् । **तथाहि यदी**त्यादि । **अस्ये**ति सामान्यस्य । **एकान्ते**ति एकान्तेन एकमेव सामान्यमिति भाव । **इयमि**ति वृत्ति । **सा ही**ति व्यक्तिः । **तथास्वभावत्वाद्**िति भिन्नकालासु व्यक्तिषु वर्त्तिस्वभावत्वात् । **तथातथे**ति भिन्नदेशकालासु व्यक्तिषु सामान्यरूपगोत्वादिभावेन । **एतस्ये**ति सामान्यस्य ।

§६ नापि सर्वसर्वगतत्वम्, खण्डमुण्डादिव्यक्त्यन्तरालेऽपि तदुपलम्भप्रसङ्गात् । अव्यक्तत्वात्तत्र तस्यानुपलम्भ इति चेत्, व्यक्तिस्वात्मनोऽप्यनुपलम्भोऽत एव तत्रास्तु । अन्तराले व्यक्त्यात्मनः सद्भावावेदकप्रमाणाभावादसत्त्वादेवानुपलम्भे सामान्यस्यापि सोऽसत्त्वादेव तत्रास्तु, विशेषाभावात् ।

§७ किंच, प्रथमव्यक्तिसमाकलनवेलायां तदभिव्यक्तस्य सामान्यस्य सर्वात्मनाऽभिव्यक्तिर्जातैव, अन्यथा व्यक्ताव्यक्तस्वभावभेदेनानेकत्वानुषङ्गादसामान्यस्वरूपताऽऽपत्तिः । तस्मादुपलब्धिलक्षणप्राप्तस्य स्वव्यक्त्यन्तराले सामान्यस्यानुपलम्भादसत्त्वम्, व्यक्तिस्वात्मवत् ।

---

१ अत्र-डे-३ ।

§६ સામાન્યનું સર્વસર્વગતત્વરૂપ લક્ષણ પણ સંગત નથી. કારણ કે-તેથી ખંડ-મુંડાદિ વ્યકિતના અન્તરાલ (વચ્ચેના) પ્રદેશમાં પણ સામાન્યની ઉપલબ્ધિનો પ્રસંગ આવશે. અર્થાત્ બે વ્યકિત વચ્ચેના રિકત પ્રદેશમાં પણ તે દેખાવું જોઈએ.

યૌગ—ખંડ-મુંડાદિ વ્યકિતઓના અન્તરાલ પ્રદેશમાં સામાન્ય અવ્યકત છે તેથી દેખાતું નથી.

જૈન – તો પછી વ્યકિતના સ્વરૂપની અનુપલબ્ધિ પણ તેની અવ્યકતતને કારણે ત્યાં માનવી જોઈએ.

યૌગ—અન્તરાલ પ્રદેશમાં વ્યકિત સ્વરૂપની સત્તાને જણાવનાર કોઈ પ્રમાણ નથી માટે અન્તરાલ પ્રદેશમાં વ્યકિત સ્વરૂપની અસત્તા હોવાથી જ અનુપલબ્ધિ છે, પરંતુ તેની અવ્યકતતાને કારણે નહિ.

જૈન—તે જ રીતે અન્તરાલ પ્રદેશમાં સામાન્યની સત્તાને જણાવનારું પ્રમાણ પણ નથી. માટે અંતરાલ પ્રદેશમાં સામાન્યનો અનુપલંભ તે અવ્યકત હોવાને કારણે નહિ પરન્તુ ત્યાં તેની અસત્તાને કારણે જ છે, એમ કેમ નથી માનતા ? કારણ કે બન્ને સ્થળે અનુપલંભમાં કંઇ વિશેષ નથી.

§૭ વળી, પ્રથમ વ્યકિતને જાણવાને સમયે વ્યકિતથી અભિવ્યકત થયેલ સામાન્યની અભિવ્યક્તિ પણ સંપૂર્ણપણે થઈ જ ગયેલી છે, કારણકે-જો સંપૂર્ણ અભિવ્યક્તિ ન માનો તો-વ્યક્ત સ્વભાવ અને અવ્યક્ત સ્વભાવનો ભેદ થઈ જવાથી સામાન્ય અનેક થઈ જશે. અને તેમ થતાં તે સામાન્ય જ નહિ રહે. કારણકે-સામાન્ય તો એક જ છે. માટે દર્શનયોગ્ય છતાં અંતરાલ પ્રદેશમાં સામાન્યનો અનુપલભ હોવાથી વ્યકિત સ્વરૂપની જેમ તે ત્યાં અસત્ છે.

(प०) **अव्यक्तत्वादि**ति व्यक्त्यनभिव्यक्तत्वात् । **तत्रे**ति अन्तराले । **व्यक्तिस्वात्मनोऽपी**त्यादि सूरिः । **अत एवे**ति अव्यक्तत्वादेव । **तत्रे**ति अन्तराले । **अन्तराले** इत्यादि यौग. । **सामान्यस्यापी**त्यादि सूरि । **स** इति अनुपलम्भः । **तत्रे**ति अन्तराले । **विशेषाभावादि**ति अनुपलम्भविशेषाभावात् ।

**प्रथमव्यक्तिसमाकलनवेलाया**मिति भवन्मते । [अ]**सामान्यस्वरूपतापत्ति**रिति ऐक्यव्याघातात् । **तस्मादि**त्यादि सूरिः ।

(टि०) **तदुपलम्भे**ति सामान्योपलम्भप्रसक्तेः । **तत्रे**ति खण्डमुण्डाद्यन्तराले । **तस्ये**ति सामान्यस्य । **व्यक्तिस्वात्मन** इति वयं भणिष्यामो व्यक्ति सर्वव्यापिका । **अत एवे**ति अव्यक्तत्वादेव, **तत्रे**ति अन्तराले, **स** इति अनुपलम्भः । **तत्रे**ति अन्तराले ।

**किं च प्रथमे**त्यादि । **तदभिव्यक्तस्ये**ति व्यक्ताभिव्यक्तस्य । **अन्यथे**ति सर्वात्मनाऽनभिव्यक्तत्वे । **व्यक्तिस्वात्मवदि**ति । यथा उभयव्यक्त्यन्तराले व्यक्तिस्वरूपं नोपलभ्यते तथा सामान्यस्वरूपमपि ।

§८ अपि च, अव्यक्तत्वात् तत्र तस्यानुपलम्भस्तदा सिध्येद्, यदि व्यक्त्यभिव्यङ्ग्यता सामान्यस्य सिद्धा स्यात्। न चैवम्, नित्यैकरूपस्यास्याभिव्यक्तेरेवानुपपत्तेः।

तथाहि—व्यक्तिरुपकारं कञ्चित् कुर्वती सामान्यमभिव्यञ्जयेत् इतरथा वा । कुर्वती चेत् , कोऽनया तस्योपकारः क्रियते? । तज्ज्ञानोत्पादनयोग्यता चेत्, सा ततो भिन्ना, अभिन्ना वा विधीयेत । भिन्ना चेत्, तत्करणे सामान्यस्य न किञ्चित्कृतमिति तदवस्थाऽस्यानभिव्यक्तिः । अभिन्ना चेत्, तत्करणे सामान्यमेव कृतं स्यात्, तथा चानित्यत्वप्राप्तिः । तज्ज्ञानं चेदुपकारः; तर्हि कथं सामान्यस्य सिद्धिः, अनुगतज्ञानस्य व्यक्तिभ्य एव प्रादुर्भावात् ? । तत्सहायस्यास्यैवात्र व्यापार इत्यपि श्रद्धामात्रम् । यतो यदि घटोत्पत्तौ दण्डाद्युपेतकुम्भकारवद् व्यक्त्युपेतं सामान्यमनुगतज्ञानोत्पत्तौ व्याप्रियमाणं प्रतीयेत, तदा स्यादेतत् ; तच्च नास्त्येव । न किञ्चित् कुर्वत्याश्च व्यञ्जकत्वे, विजातीयव्यक्तेरपि व्यञ्जकत्वप्रसङ्गः । तन्नाव्यक्तत्वात् तत्र तस्यानुपलम्भः, किन्त्वसत्त्वादेव—इति न सर्वसर्वगतमप्येतद्भवितुमर्हति, किन्तु प्रतिव्यक्ति कथञ्चिद्भिन्नम्, कथञ्चित्तदात्मकत्वाद्, विसदृशपरिणामवत् । यथैव हि काचिद् व्यक्तिरुपलभ्यमानाद् व्यक्त्यन्तराद्विशिष्टा विसदृशपरिणामदर्शनादवतिष्ठते, तथा सदृशपरिणामात्मकसामान्यदर्शनात् समानेति, तेनायं समानो गौः, सोऽनेन समान इति प्रतीतेः । न च व्यक्तिस्वरूपादभिन्नत्वात् सामान्यरूपताव्याघातोऽस्य, रूपादेरप्येवं एव गुणरूपताव्याघातप्रसङ्गात् । कथञ्चिदव्यतिरेकस्तु रूपादेरिव सदृशपरिणामस्याप्यस्त्येव ।

६८ વળી, અવ્યક્ત હોવાથી અંતરાલ પ્રદેશમાં સામાન્યનો અનુપલંભ તો ત્યારે જ સિદ્ધ થાય, જો સામાન્યની અભિવ્યકિત વ્યક્તિ વડે થાય છે એવું સિદ્ધ થયું હોય પરંતુ એવું તો નથી. કારણકે નિત્ય એકસ્વરૂપવાળા સામાન્યની અભિવ્યકિત યુક્તિપૂર્વક ઘટી શકતી જ નથી તે આ પ્રમાણે-સામાન્યની અભિવ્યક્તિ વ્યક્તિ દ્વારા થાય છે તો શું વ્યક્તિ કંઈ પણ ઉપકાર કરીને સામાન્યને અભિવ્યક્ત કરે છે કે કંઈ પણ ઉપકાર કર્યા વિના ? વ્યક્તિ સામાન્યને અભિવ્યક્ત કરવામાં તેના ઉપર ઉપકાર કરતી હોય તો તે ઉપકાર શો છે ? સામાન્યના જ્ઞાનને ઉત્પન્ન કરવાની યોગ્યતારૂપ ઉપકાર વ્યકિત કરે છે-એમ કહો તો, પ્રશ્ન છે કે-તેવી યોગ્યતાને તે વ્યકિત સામાન્યથી ભિન્નરૂપે ઉત્પન્ન કરે છે કે અભિન્નરૂપે ? જો ભિન્ન હોય તો સામાન્યનું કંઈ પણ કર્યું એમ કહેવાશે નહિ એટલે સામાન્યની અનભિવ્યકિત જેવી હતી તેવી ને તેવી જ રહેશે. અને જો યોગ્યતા સામાન્યથી અભિન્ન હોય તો-તેવી યોગ્યતા ઉત્પન્ન કરવી એટલે સામાન્યને જ ઉત્પન્ન કરવું એમ થયું, આથી તો સામાન્ય અનિત્ય થઈ જશે. સામાન્યનું જ્ઞાન કરાવવું એ વ્યકિતનો સામાન્ય ઉપર ઉપકાર છે એમ કહો તો તેથી સામાન્યની સિદ્ધિ કઈ રીતે થશે ? કારણકે-અનુગત જ્ઞાન એટલે કે પ્રતિવ્યકિતમાં એકાકાર કે તુલ્યાકાર જ્ઞાન તો વ્યકિતથી જ ઉત્પન્ન થયું. એટલે કે તેથી તો વ્યકિત સિદ્ધ થાય.

યૌગ—અનુગત જ્ઞાનમાં વ્યક્તિની સહાયવાળા સામાન્યનો જ વ્યાપાર છે. અર્થાત્ કેવલ વ્યકિતનો નથી, તેથી સામાન્ય સિદ્ધ થશે.

જૈન—આ કથન પણ માત્ર તમારી શ્રદ્ધાને જણાવનારું છે પણ વાસ્તવિક નથી. કારણ કે-ઘટની ઉત્પત્તિમાં દંડાદિથી યુકત કુંભારની જેમ અનુગત જ્ઞાનની ઉત્પત્તિમાં વ્યક્તિથી યુકત સામાન્ય જો વ્યાપારવાળું પ્રતીત થયું હોય તો જ તમારી વાત ઘટી શકે, પરંતુ તેમ તો નથી કારણકે-વ્યાપાર કરતું સામાન્ય જણાયું જ નથી. વ્યકિત સામાન્ય ઉપરકંઈ પણ ઉપકાર કરતી નથી છતાં પણ વ્યકિતને સામાન્યની અભિવ્યંજક માનો તો-વિજાતીય વ્યકિત પણ સામાન્યની વ્યંજક બની જશે. માટે અંતરાલ પ્રદેશમાં સામાન્યનો અનુપલમ્ભ તે સામાન્ય અવ્યકત હોવાથી છે એવું નથી પરંતુ અસત્ હોવાથી જ છે. આ રીતે સામાન્યનું સર્વસર્વગત લક્ષણ પણ સિદ્ધ થઈ શકતું નથી. પરંતુ સામાન્ય પ્રત્યેક વ્યકિતમાં કથંચિત્ ભિન્ન છે, કથંચિત્ તદાત્મક-અભિન્ન હોવાથી, વિસદૃશપરિણામની જેમ. વિસદૃશ (અસમાન) પરિણામના દર્શનને કારણે કોઈ એક વ્યકિત અન્ય વ્યકિતથી વિશિષ્ટ (જુદી) છે એવું જ્ઞાન થાય છે તેમ સદૃશપરિણામરૂપ સામાન્યના દર્શનને કારણે સમાન છે એવી પ્રતીતિ થાય છે કારણકે-આ ગૌ તેના સમાન છે અથવા તે આના સમાન છે એવી પ્રતીતિ છે.

શંકા :—સામાન્ય જો વ્યક્તિ સ્વરૂપથી અભિન્ન હોય તો તેની સામાન્ય રૂપતાનો વ્યાઘાત—બાધ થશે.

સમાધાન – એમ ન કહેવું કારણ કે-તો એ જ કારણે રૂપાદિમાં પણ ગુણરૂપતાનો વ્યાઘાત થશે. અને દ્રવ્યથી કથંચિત્ ભેદ તો રૂપાદિની જેમ સદૃશ પરિણામનો પણ છે જ.

(प०) **अव्यक्तत्वादि**ति व्यक्त्या । **तत्रे**ति अन्तराले । **तस्ये**ति सामान्यस्य । **अस्ये**ति सामान्यस्य । **तस्योपकार** इति सामान्यस्योपकार । **तज्ज्ञानोत्पादनयोग्यते**ति सामान्यज्ञानोत्पादनयोग्यता । **सा तत** इत्यादि सूरि । **अनुगतज्ञानस्य व्यक्तिभ्य एव प्रादुर्भावादि**ति सामान्यात् व्यक्त्यनुगतज्ञानमुत्पद्यते । तस्य च व्यक्तिभ्य एवोत्पादात् । **तत्सहायस्ये**ति व्यक्तिसहायस्य । **अस्ये**ति सामान्यस्य । **अत्रे**ति अनुगतज्ञाने । **विजातीयव्यक्तेरि**ति महिष्यादिविजातीयव्यक्तेः । **तत्रे**ति अन्तराले । **किं त्वि**त्यग्रे सामान्यमिति शेषः । **काचिदि**ति सजातीयाऽपि । **समानेती**त्यतोऽग्रे कथमिति गम्यम् । **अत एवे**ति व्यक्तिस्वरूपादभिन्नत्वादेव । **गुणरूपताव्याघातप्रसङ्गादि**ति न च व्याघातोऽस्ति ।

(टि०) **तत्रे**ति खण्डमुण्डाद्यन्तराले । **तस्ये**ति सामान्यस्य । **न चैवमि**ति व्यक्त्यभिव्यङ्ग्यता न सिद्धा । **अनये**ति व्यक्त्या, **तस्ये**ति सामान्यस्य । **तज्ज्ञाने**ति सामान्यसंवेदनोत्पत्तौ । **से**ति योग्यता । **तत** इति सामान्यात् । **तत्करणे** इति तज्ज्ञानोत्पादनयोग्यताविधाने । **तदवस्थे**ति तद्रूपैव नोत्तुंसयितुं शक्या । **अस्ये**ति सामान्यस्य । **तत्करणे** इति योग्यताकरणे । **तथाचे**ति सामान्यस्य कृतकत्वे । **तत्सहायस्ये**ति व्यक्तिसहितस्य सामान्यस्य । **अत्रे**ति अनुगतज्ञाने **तत्रे**ति अन्तराले । **तस्ये**ति सामान्यस्य । **एतदि**ति सामान्यम् । **यथैव** हीत्यादि । **विशिष्टे**ति भिन्ना । **अस्ये**ति सामान्यस्य । **अत एवे**ति अभिन्नत्वादेव ।

§९ ननु प्रथमव्यक्तिदर्शनवेलायां कथं न समानप्रत्ययोत्पत्तिः ?, तत्र सदृशपरिणामस्य भावादिति चेत् । तवापि विशिष्टप्रत्ययोत्पत्तिस्तदानीं कस्मान्न स्याद्, वैसदृश्यस्यापि भावात् ? । परापेक्षत्वात् तस्याप्रसङ्गोऽन्यत्रापि तुल्यः । समानप्रत्ययोऽपि हि परापेक्षः, परापेक्षामन्तरेण क्वचित् कदाचिदप्यभावात्, अणुमहत्त्वादिप्रत्ययवत् ।

§૯ શંકા—જો વ્યક્તિમાં સદૃશપરિણામરૂપ સામાન્ય છે જ તો પછી પ્રથમવ્યક્તિના દર્શન સમયે સમાનપ્રત્યય-સામાન્યજ્ઞાન કેમ થતું નથી ?

**સમાધાન**-અમે તમને જ પૂછીએ છીએ કે તે વેળા વિસદૃશતા હોવા છતાં પણ વિશિષ્ટજ્ઞાન-ભેદજ્ઞાન કેમ થતું નથી ? જો વિશિષ્ટજ્ઞાન પરાપેક્ષ હોવાથી તે વેળા ન જ થતું હોય તો-અન્યત્ર એટલે સાદૃશ્યજ્ઞાન વિષે પણ તેમ જ છે, કારણ કે-સામાન્ય પ્રત્યય પણ પરાપેક્ષ જ છે. કારણ કે-અણુત્વ, મહત્ત્વ આદિ પ્રત્યયોની જેમ તે પણ પરની અપેક્ષા વિના ક્યાંઈ કદી પણ થતો નથી.

(प०) **तत्रे**ति व्यक्तौ । **तदानीमि**ति प्रथमव्यक्तिदर्शनवेलायाम् । **अन्यत्रापी**ति समानप्रत्ययोत्पत्तावपि । **क्वचित् कदाचिदप्यभावा**दिति समानप्रत्ययस्य ।

(टि०) **तत्रे**ति प्रथमव्यक्तिदर्शने ॥ **तदानीमि**ति प्रथमव्यक्तिदर्शनवेलायाम् । **तस्ये**ति विस्पष्टप्रत्ययस्य । **अन्यत्रापी**ति अस्मदभिमतपक्षेऽपि ।

§१० विशेषा अपि नैकान्तेन सामान्याद्विपरीतधर्माणो भवितुमर्हन्ति । यतो यदि सामान्यं सर्वगतं सिद्धं भवेत्, तदा तेषामव्यापकत्वेन ततो विरुद्धधर्माध्यासः स्यात् । न चैवम्, सामान्यस्य विशेषाणां च कथञ्चित्परस्पराव्यतिरेकेणैकानेकरूपतयावस्थितत्वात् । विशेषेभ्योऽव्यतिरिक्तत्वाद्धि सामान्यमप्यनेकमिष्यते, सामान्यात्तु विशेषाणामव्यतिरेकात्तेऽप्येकरूपा इति । एकत्वं च सामान्यस्य संग्रहनयार्पणात् सर्वत्र विज्ञेयम् । प्रमाणार्पणात्तस्य सदृशपरिणामरूपस्य विसदृशपरिणामवत् प्रतिव्यक्तिभेदात् । एवं चासिद्धं सर्वथा विरुद्धधर्माध्यस्तत्वं सामान्यविशेषयोः । यदि पुनः कथञ्चिदेव विरुद्धधर्माध्यस्तत्वं हेतुश्चिकीर्षितम्, तदा विरुद्धमेव, कथंचिद्विरुद्धधर्माध्यासस्य कथंचिद्भेदेनैवाविनाभूतत्वात् ।

§૧૦ વિશેષો પણ સામાન્યથી એકાંતે સર્વથા વિપરીત ધર્મવાળા સિદ્ધ થઈ શકતા નથી. કારણ કે જો સામાન્ય સર્વગત સિદ્ધ થાય તો તે-વિશેષો અવ્યાપક હોવાથી—સામાન્યથી વિરુદ્ધધર્માધ્યાસવાળા સિદ્ધ થાય. એટલે કે વિશેષો સામાન્યથી વિરોધી ધર્મવાળા છે એમ સિદ્ધ થાય, પણ એમ છે જ નહિ, કારણ કે સામાન્ય અને વિશેષ પરસ્પર કથંચિત્ અભિન્ન હોવાથી એક અને અનેક રૂપે રહેલા છે, કારણ કે- વિશેષોથી અભિન્ન હોવાથી સામાન્ય અનેકરૂપ

છે, તેવી જ રીતે સામાન્યથી અભિન્ન હોવાથી વિશેષો પણ એકરૂપ છે. **અને સામાન્યની એકતા સર્વત્ર** સંગ્રહનયની અપેક્ષાએ જાણવી, કારણ કે-પ્રમાણની અપેક્ષાએ સદશપરિણામરૂપ તે સામાન્ય, વિસદશપરિણામની જેમ પ્રત્યેક વ્યક્તિમાં ભિન્ન છે. એટલે-સામાન્ય અને વિશેષરૂપ પક્ષમાં તમોએ કહેલ 'વિરુદ્ધ ધર્મના આશ્રયરૂપ હોવાથી-એ હેતુ અસિદ્ધ છે. અને જો કદાચ વિરુદ્ધધર્માધ્યાસ હેતુને 'કથંચિદ્વિરુદ્ધધર્માધ્યાસ' અર્થમાં સ્વીકારતા હો તો હેતુ વિરુદ્ધ થઈ જશે, કારણ કે-કથંચિદ્વિરુદ્ધધર્માધ્યાસનો અવિનાભાવ કથંચિદ્ભેદ સાથે છે. એટલે કે-તે હેતુથી અત્યન્ત-સર્વથા ભેદની સિદ્ધિને બદલે કથંચિદ્ ભેદ સિદ્ધ થશે અર્થાત્ હેતુ વિરુદ્ધ થશે.

(प०) **तत** इति सामान्यात् । **प्रमाणार्पणात्तस्ये**ति स्याद्वादमते । **चिकीर्षितमि**ति भवता । **स्वीकरणादि**ति जैनैः ॥१॥

(टि०) **यतो यदी**त्यादि ॥ **तेषामि**ति विशेषाणाम् । **तत** इति सामान्यात् ॥ **न चैवमि**ति न विरुद्धधर्माध्यासः । **अव्यतिरेकेणे**ति अभेदेन । **तेऽपी**ति विशेषा अपि । **तस्येति** सामान्यस्य । **असिद्धमि**ति विरुद्धधर्माध्यस्तत्वादिति हेतुरसिद्धः ।

§११ पाथःपावकस्वरूपो दृष्टान्तोऽप्युभयविकलः, तयोरपि कथंचिदेव विरुद्धधर्माध्यस्तत्वेन भिन्नत्वेन च स्वीकरणात् । पयस्त्वपावकत्वादिना हि तयोर्विरुद्धधर्माध्यासो भेदश्च, द्रव्यत्वादिना पुनस्तद्वैपरीत्यमिति । तथा च कथं न सामान्यविशेषात्मकत्वं घटादेर्घटत इति ॥१॥

§૧ અને અનુમાનમાં તમોએ જણાવેલ 'જલ અને અગ્નિ' રૂપ દૃષ્ટાંત પણ ઉભયવિકલ છે અર્થાત્ સાધન અને સાધનહીન છે. કારણ કે-કથંચિદ્ વિરુદ્ધધર્માધ્યાસ દ્વારા તે બન્નેને કથંચિત્ ભિન્નરૂપે સ્વીકારેલ છે. અર્થાત્ જલત્વ અને અગ્નિત્વ ધર્મદ્વારા તે બન્નેમાં વિરુદ્ધધર્માધ્યાસ અને ભિન્નતા છે, જ્યારે દ્રવ્યત્વધર્મદ્વારા એક ધર્માધ્યાસ અને અભિન્નતા છે. અને તે રીતે વિચારતાં ઘટાદિ પદાર્થ પણ સામાન્યવિશેષસ્વરૂપે કેમ સિદ્ધ નહિ થાય ? અર્થાત્ ઘટાદિ પદાર્થ સામાન્યવિશેષાત્મક સિદ્ધ થશે. ૧.

(टि०) **तयोरि**ति पाथःपावकयोः । **तद्वैपरीत्यमि**ति विरुद्धधर्म्माध्यासभेदयोर्विपर्ययः ॥१॥

अधुना सामान्यविशेषस्वरूपानेकान्तात्मकवस्तुसमर्थनार्थं साक्षाद्धेतुद्वयमभिदधानाः सदसदाद्यनेकान्तात्मकवस्तुप्रसाधकहेतून् सूचयन्ति—

## अनुगतविशिष्टाकारप्रतीतिविषयत्वात्, प्राचीनोत्तराकारपरित्यागोपादानावस्थानस्वरूपपरिणत्याऽर्थक्रियासामर्थ्यघटनाच्च ॥२॥

§१ अनुगताकाराऽनुवृत्तस्वभावा गौर्गौरित्यादिप्रतीतिः, विशिष्टाकारा व्यावृत्तरूपा, शबलः श्यामल इत्यादिप्रतीतिस्तद्गोचरत्वात्–इति तिर्यक्सामान्यगुणाख्यविशेषलक्षणानेकान्तात्मकवस्तुसिद्धौ हेतुः । प्राचीनोत्तराकारयोः यथासङ्ख्येन ये परि-

त्यागोपादाने, ताभ्यां यदवस्थानम्, तत्स्वरूपपरिणामेनार्थक्रियासामर्थ्यघटनात् कार्यकरणापपत्तेः–इत्यूर्ध्वतासामान्यपर्यायाख्यविशेषस्वरूपानेकान्तात्मकवस्तुसिद्धौ हेतुः ।
चकारात् सदसदाद्यनेकान्तसमर्थकहेतवः सदसदाकारप्रतीतिविषयत्वादयो द्रष्टव्याः ॥२

વસ્તુને સામાન્ય વિશેષરૂપ અનેકાત્મક સિદ્ધ કરવા માટે સાક્ષાત્ બે હેતુનો નિર્દેશ કરીને સૂત્રકારે વસ્તુને સદસદાદિરૂપ અનેકાત્મક સિદ્ધ કરનાર હેતુઓની કરેલ સૂચના—

**અનુગતાકાર પ્રતીતિ અને વિશિષ્ટાકાર પ્રતીતિ અર્થાત્ સદૃશજ્ઞાન અને ભેદજ્ઞાનનો વિષય હોવાથી તથા પ્રાચીનાકારનો ત્યાગ, ઉત્તરાકારનો સ્વીકાર–એ બન્ને પર્યાય છતાં અવસ્થાન (ધ્રૌવ્ય) સ્વરૂપ પરિણતિ દ્વારા અર્થક્રિયાની શકિત ઘટતી હોવાથી. ૨**

§૧ અનુગતાકારા પ્રતીતિ એટલે-ગૌ ગૌ એ પ્રમાણે અન્વયસ્વભાવવાળું–એકાકારવાળું જ્ઞાન. વિશિષ્ટાકારા પ્રતીતિ એટલે-વ્યાવૃત્ત–ભિન્ન સ્વરૂપવાળું શબલ-શ્યામ એ પ્રમાણેનું જ્ઞાન. અર્થાત્ અનુગતાકારા અને વિશિષ્ટાકારા પ્રતીતિનો વિષય હોવાથી. આ હેતુથી વસ્તુ તિર્યક્ સામાન્યાત્મક અને ગુણ રૂપ વિશેષાત્મક –એમ અનેકાન્તાત્મક સિદ્ધ થાય છે. પ્રાચીન આકારનો ત્યાગ અને ઉત્તર આકારનું ગ્રહણ અર્થાત્ પૂર્વપર્યાયનો નાશ થાય, ઉત્તરપર્યાયની ઉત્પત્તિ–ઉત્પાદ–તે બન્ને છતાં વસ્તુમાં જે અવસ્થિતિ–ધ્રૌવ્ય–આ પ્રકારે સ્વરૂપપરિણામદ્વારા અર્થક્રિયાનું સામર્થ્ય–અર્થાત કાર્યકારણભાવ ઘટતો હોવાથી. આ હેતુથી વસ્તુ ઊર્ધ્વતાસામાન્ય અને પર્યાયરૂપ વિશેષાત્મક–એમ અનેકાન્તાત્મક સિદ્ધ થાય છે. સૂત્રમાં ગ્રહણ કરેલ ચકારથી વસ્તુને સદસદાદિરૂપે અનેકાન્તાત્મક સિદ્ધ કરનાર સદસદાકાર પ્રતીતિનો વિષય હોવાથી ઇત્યાદિ હેતુઓની સૂચના કરી છે.

સારાંશ છે કે પદાર્થમાં સદૃશતા અને વિસદૃશતા ન હોય તો તે બન્નેનું જ્ઞાન થઈ શકતું નથી. આથી એ સિદ્ધ થયું કે-પદાર્થમાં સદૃશ જ્ઞાન કરાવનાર સામાન્ય, અને વિસદૃશ જ્ઞાન કરાવનાર વિશેષ ધર્મ પણ છે આથી વસ્તુ સામાન્ય વિશેષાત્મક છે. આ સિવાય પદાર્થ એક પર્યાયરૂપે નષ્ટ થાય છે અને બીજા પર્યાયરૂપે ઉત્પન્ન થાય છે, ત્યારે પણ દ્રવ્યરૂપે પોતાની સ્થિતિ કાયમ રાખે છે. આ રીતે પદાર્થ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યમય થઈને પરિણામરૂપ ક્રિયા કરે છે, અહીં ઉત્પાદ અને વ્યય પદાર્થની વિશેષરૂપતા-વૈસદૃશ્ય–ભેદને સિદ્ધ કરે છે, જ્યારે ધ્રૌવ્ય સામાન્યરૂપતા–સાદૃશ્યને સિદ્ધ કરે છે, આથી પણ વસ્તુ સામાન્ય-વિશેષાત્મક સિદ્ધ થાય છે.

વસ્તુમાં અન્ય વસ્તુ સાથે સમાનતા જે કારણે પરિલક્ષિત થાય છે તે તિર્યક્ સામાન્ય છે અને વસ્તુના પર્યાયો બદલાતા હોવા છતાં તેમાં ઐક્યનું જે ભાન થાય છે તેનું કારણ ઊર્ધ્વતા સામાન્ય છે. ૨.

(૫૦) **अनुगतविशिष्टाकारे**त्यादि गद्ये परित्यागः प्राचीनाकारस्य । उपादानं उत्तराकारस्य ।

**तिर्यक्सामान्ये**त्यादिगद्ये **लक्षण**शब्देन स्वरूपम् । ॥२॥

(टि०) **अनुगते**त्यादि ॥ **गुणाख्ये**ति सहभाविनो गुणाः । आख्या स्वरूपम् । **ऊर्ध्वते**ति क्रमभाविनस्तु पर्यायाः ॥२॥

इदानीं सामान्यं प्रकारतः प्ररूपयन्ति—

**सामान्यं द्विप्रकारं तिर्यक्सामान्यमूर्ध्वतासामान्यं च ॥३॥**

तिर्यगुल्लेखिनाऽनुवृत्ताकारप्रत्ययेन गृह्यमाणं तिर्यक्सामान्यम्, ऊर्ध्वमुल्लेखिनाऽनुगताकारप्रत्ययेन परिच्छिद्यमानमूर्ध्वतासामान्यं चेति ॥३॥

तत्राद्यभेदस्य स्वरूपं सोदाहरणमुपदर्शयन्ति—

**प्रतिव्यक्ति तुल्या परिणतिस्तिर्यक्सामान्यम्, शबलशाबलेयादिपिण्डेषु गोत्वं यथा ॥४॥**

§१ व्यक्ति व्यक्तिमधिश्रित्य समाना परिणतिस्तिर्यक्सामान्यं विज्ञेयम् ।

સામાન્યના પ્રકાર—

**સામાન્ય બે પ્રકારે છે-તિર્યક્ સામાન્ય અને ઊર્ધ્વતાસામાન્ય. ૩.**

§૧ તિર્યક્‌ના ઉલ્લેખ (નિર્દેશ-પ્રયોગ)વાળા અન્વયજ્ઞાનથી ગ્રહણ કરાતો પદાર્થ તિર્યક્ સામાન્ય અને ઊર્ધ્વના ઉલ્લેખવાળા અન્વયજ્ઞાનથી જાણવામાં આવતો પદાર્થ ઊર્ધ્વતાસામાન્ય કહેવાય છે. ૩.

તિર્યક્ સામાન્યનુ દૃષ્ટાન્ત સાથે નિરૂપણ—

**વ્યક્તિમાં જે તુલ્ય પરિણામ તે તિર્યક્ સામાન્ય છે જેમકે-શબલ-શાબલેય આદિ ભિન્ન-ભિન્ન પિંડોમાં ગોત્વ. ૪**

§૧ વ્યક્તિ વ્યક્તિમાં રહેલ જે સમાન પરિણામ-સમાન આકાર તે તિર્યક્ સામાન્ય જાણવુ.

§२ अत्र सौगताः सङ्गिरन्ते-गौर्गौरित्याद्यनुगताकारप्रतिपत्तेरन्यव्यावृत्तिमात्रेणैव व्यक्तिषु प्रसिद्धेरनवसर एव सदृशपरिणामस्वरूपसामान्यस्वीकारः । सर्वतो व्यावृत्तानि हि स्वलक्षणानि न मनागप्यात्मानमन्येन मिश्रयन्तीति ।

§३ तदेतन्मरुमरीचिकाचक्रोदकाऽऽचान्तयेऽञ्जलिपुटप्रसारणम् । यत इयमन्यव्यावृत्तिर्बहिः, अन्तर्वा भवेत् । तत्र खण्डमुण्डादिविशेषप्रतिष्ठैकान्यव्यावृत्तेर्बहिः सद्भावे सामान्यरूपता दुर्निवारा । आन्तरत्वे तु तस्याः कथं बहिरर्थाभिमुख्येनोल्लेखः स्यात् ? । नान्तः, बहिर्वा सेत्यपि स्वाभिप्रायप्रकटनमात्रम् ।

§૨ **સૌગત**--ગાય, ગાય, એ પ્રમાણે વ્યક્તિઓમાં જ સાદૃશ્ય જ્ઞાન થાય છે તે અન્યવ્યાવૃત્તિ-અન્યાપોહથી થાય છે અર્થાત્ તે બધી ગૌવ્યક્તિ અગૌ એટલે કે અશ્વાદિરૂપ અન્યથી વ્યાવૃત્ત છે. એ પ્રકારે અન્યવ્યાવૃત્તિથી જ સાદૃશ્યજ્ઞાન સિદ્ધ થાય છે. માટે વસ્તુમાં સદૃશ પરિણામરૂપ સામાન્યનો સ્વીકાર અપ્રાસં-

ગિક છે. કારણ કે-સર્વથી વ્યાવૃત્ત સર્વથી ભિન્ન એવાં સ્વલક્ષણો-વસ્તુઓ પોતાના સ્વરૂપને બીજા સાથે જરા પણ ભેળવતા નથી.

§૩ *જૈન*—હે બૌદ્ધો ! તમારું ઉપર મુજબનું કથન મૃગજળ-ઝાંઝવાનાં પાણી પીવાને માટે અંજલિને પ્રસારવા (ખોબો ભરવા) જેવું છે. કારણ કે આ જે અન્યવ્યાવૃત્તિ-અન્યાપોહ છે તે બાહ્ય છે કે આભ્યન્તર ? ખંડ, મુંડ (રૂંડ) વિગેરે અનેક વ્યક્તિ વિશેષોમાં રહેનાર એક અન્યવ્યાવૃત્તિને જો તમે બાહ્ય છે એમ કહો તો-તેમાં સામાન્યરૂપતા તમારાથી રોકી શકાશે નહિ અર્થાત્ અન્યવ્યાવૃત્તિ એ જ સામાન્ય થઈ જશે અને જો ખંડ, મુંડાદિ વ્યક્તિઓમાં રહેલ અન્યવ્યાવૃત્તિ આભ્યંતરરૂપ છે—એમ કહો તો બાહ્ય અર્થને ઉદ્દેશીને તેનો ઉલ્લેખ કઈ રીતે થશે ? અને જો અન્યવ્યાવૃત્તિ અન્યાપોહ, નથી બાહ્ય કે નથી આભ્યંતર એમ કહેશો તો તે તમારો અભિપ્રાય માત્ર પ્રગટ થયો. અર્થાત્ તેમાં કંઈ પ્રમાણ નથી.

(प०) **अनवसर एवे**ति अप्राप्तकालीन एव । **सामान्यस्वीकार** इत्यतोऽग्रे यत इति । **तस्या** इति अन्यव्यावृत्तेः । **सेत्यपी**ति अन्यव्यावृत्तिः ।

(टि०) **तत्र खण्डे**त्यादि ॥ **सामान्येति** सामान्यस्यैव भवताऽन्यव्यावृत्तिरिति नाम दत्तम् । **तस्या** इति अन्यव्यावृत्तेः । **सा** इति अन्यव्यावृत्तिः ।

§४ तथाभूतं ह्यन्यव्यावृत्तिस्वरूपं किञ्चित्, न किञ्चिद्वा ? । किञ्चिच्चेत् ? नूनमन्तर्बहिर्वा तेन भाव्यम्, तत्र च प्रतिपादितदोषानतिक्रमः । न किञ्चिच्चेत् कथं तथाभूतप्रत्ययहेतुः ? ।

§५ वासनामात्रनिर्मित एवायमिति चेत् तर्हि बहिरर्थापेक्षा न भवेत् । न ह्यन्यकारणको भावोऽन्यदपेक्षते, धूमादेः सलिलाद्यपेक्षाप्रसङ्गात् । किञ्च, वासनाऽप्यनुभूतार्थविषयैवोपजायते । न चात्यन्तासत्त्वेन त्वन्मते सामान्यानुभवसम्भवः । अपि च, वासना तथाभूतं प्रत्ययं विषयतयोत्पादयेत्, कारणमात्रतया वा । प्राचि पक्षे सकलविशेषानुयायिनी पारमार्थिकी परिच्छेद्यस्वभावा वासनेति पर्यायान्तरेण सामान्यमेवाभिहितं भवेत् । कारणमात्रतया तु वासनायाः सदृशप्रत्ययजनने विषयोऽस्य वक्तव्यः, निर्विषयस्य प्रत्ययस्यैवासंभवात् । न च सदृशपरिणामं विमुच्यापरस्तद्विषयः सङ्गच्छते, प्रागुदीरितदोषानुषङ्गात् ।

§६ किञ्च । इयमन्यव्यावृत्तिः स्वयमसमानाकारस्य समानाकारस्य वा वस्तुनः स्यात् , प्राक्तनविकल्पकल्पनायामतिप्रसङ्गः, कुरङ्गतुरङ्गतरङ्गादिष्वपि तत्संभवापत्तेः, तथा च तेष्वनुगताकारैकप्रत्ययानुषङ्गः । स्वयं समानाकारस्य तु वस्तुनोऽभ्युपगमे समुपस्थित एवायमतिथिः सदृशपरिणामः कथं पराणुद्यताम् ?।

§૪ અને તે વિષે પ્રશ્ન છે કે-તમે જણાવેલ તથારૂપ અન્યવ્યાવૃત્તિ કાંઇ છે કે નથી ? તથારૂપ અન્યવ્યાવૃત્તિ કાંઈક છે એમ કહો તો-તે આભ્યંતર છે કે બાહ્ય ? એ વિકલ્પ દ્વારા વિચાર કરવો જ પડશે, અને તેમ થતાં કોઈ પણ એક ભેદ સ્વીકારવો પડશે અને કોઈપણએક ભેદ સ્વીકારવાથી તે ભેદમાં ઉપર જણાવેલ દોષ દૂર હટાવી શકશો નહિ. તથાભૂત અન્યવ્યાવૃત્તિ કંઈ નથી એમ કહો તો-તે તથાપ્રકારના એટલે કે અનુગત આકારના જ્ઞાનમાં હેતુ (કારણ) કઈ રીતે થશે ?

§૫ બૌદ્ધ—ગૌ ગૌ એ પ્રમાણે પ્રત્યય—સાદૃશ્યજ્ઞાન તો માત્ર વાસનાથી જ ઉત્પન્ન થાય છે.

જૈન— તો પછી તે જ્ઞાનમાં બાહ્ય અર્થની અપેક્ષા જ નહિ રહે. કારણ કે-અમુક કારણથી ઉત્પન્ન થનાર પદાર્થ તેથી અન્ય કારણની અપેક્ષા રાખતો નથી અન્યથા ધૂમાદિ કાર્ય જલાદિની અપેક્ષા રાખીને ઉત્પન્ન થવું જોઈએ. અર્થાત્ વાસનાથી ઉત્પન્ન થનાર અનુગતાકાર જ્ઞાન બાહ્ય અર્થની અપેક્ષા રાખી શકે નહિ. વળી, વાસના પણ અનુભવેલ પદાર્થને વિષે જ ઉત્પન્ન થાય છે, તમારા મતમાં તો-સામાન્ય અત્યન્ત (એકાંત) અસત્ હોવાથી તેના અનુભવનો જ સંભવ નથી. વળી ગૌ. ગૌ, એ પ્રમાણે સાદૃશ્ય પ્રત્યયને વાસના ઉત્પન્ન કરે છે, તો શું તે વાસના પોતે વિષય બનીને સાદૃશ્ય પ્રત્યયને ઉત્પન્ન કરે છે કે માત્ર કારણરૂપે છે ? વાસના પોતે વિષય બનીને સાદૃશ્ય જ્ઞાનને ઉત્પન્ન કરે છે, એમ કહો તો 'સકલ વિશેષમાં અનુગમન કરનારી એટલે કે તુલ્ય પરિણામવાળી પારમાર્થિક અને જ્ઞેયસ્વરૂપવાળી વાસના' એ પ્રમાણે તેનું સ્વરૂપ થયું. તેથી તો પર્યાયદ્વારા (બીજા નામે) સામાન્યનુ જ કથન થયું, એમ સિદ્ધ થશે. માત્ર કારણરૂપે વાસના સાદૃશ્ય જ્ઞાનને ઉત્પન્ન કરે છે એમ હોય તો સાદૃશ્યજ્ઞાનનો વિષય શું છે ? એ કહેવું પડશે. કારણ કે વિષય વિના જ્ઞાન સંભવી શકતું નથી. અને સદૃશ પરિણામને છોડીને બીજો કોઈ વિષય તો ઘટી શકતો નથી કારણ કે-તેમાં પૂર્વોક્ત દોષોની આપત્તિ છે.

§૬ વળી, આ અન્યવ્યાવૃત્તિ સ્વયં અસમાનાકાર વસ્તુની છે કે સમાનાકાર વસ્તુની છે ? પ્રથમ વિકલ્પ કહો તો-કુરંગ, તુરંગ, તરંગ વિગેરેમાં પણ અન્યવ્યાવૃત્તિનો સંભવ થતો હોવાથી અતિપ્રસંગ દોષ આવશે અને તે રીતે-કુરંગ, તુરંગ, તરંગ આદિમાં પણ અન્યવ્યાવૃત્તિ માનવાથી તેઓમાં સાદૃશ્યજ્ઞાનનો પ્રસંગ આવશે. અને સ્વયં સમાનાકાર વસ્તુની અન્યવ્યાવૃત્તિ માનવા જતાં તો સદૃશ પરિણામરૂપ અતિથિ તમારા દ્વાર ઉપર આવીને હાજર થઈ જાય છે, તો તેનો કેમ તિરસ્કાર કરશો ?

(૫०) **प्रतिपादितदोषानतिक्रम** इति विशेषप्रतिष्ठेति, बहिरर्थाभिमुख्येनेत्यादिकः । **तथाभूतप्रत्ययहेतुरि**ति अनुगताकारप्रत्ययहेतुः ।

**वासनामात्र[निर्मित] एवे**त्यादि सौगतः । **अयमि**ति तथाभूतप्रत्ययहेतुः । **तर्ही**त्यादि सूरिः । **वासनाप्यनुभूतार्थविषयैवे**ति वासना हि संस्कारः । स चानुभूतार्थविषय एव । **तथाभूतमि**ति अनुगताकारप्रत्ययम् । **कारणमात्रतये**ति उपादानव्यतिरिक्तकारणमात्र-

तया । **प्राप्ति पक्षे** इत्यादि विषयाद् ज्ञानं जायते । तच्च ज्ञानं तस्य विषयस्य ग्राहकम् । ततो वासना चेत् तथाभूतप्रत्ययविषयभूता सत्युत्पादयति, ततस्तेन प्रत्ययेन सा ग्राह्या । तथा च सामान्यमेव नामान्तरेणोक्तं भवति । **सकलविशेषानुयायिनी** इति यो यो अनुगताकारः प्रत्ययविषयः स सकलविशेषानुयायी यथा सामान्यम् । **परिच्छेद्यस्वभावेति** विषयो हि परिच्छेद्यस्तत्स्वभावा । **सदृशप्रत्ययजनने** इति सदृशप्रत्ययजनने सति । **अस्येति** सदृशप्रत्ययस्य । **अपर** इति अन्यव्यावृत्तिरूपः । **तद्विषय** इति अस्य सदृशप्रत्ययस्य विषयः ।

(टि०) **तथाभूतमिति** नान्तर्बहीरूपम् । **तेनेति** अन्यव्यावृत्तिस्वरूपेण । **तत्रेति** अन्तर्बहिर्वा **तथाभूतेति** गौरिति व्यक्तिप्रत्ययः ।

**अयमिति** प्रत्ययः । **तथाभूतमिति** गौर्गौरित्याकारम् ॥ **विषय** इति सामान्यलक्षणः **अस्येति** सदृशप्रत्ययस्य । **अपर** इति अन्यव्यावृत्तिलक्षणः । **तद्विषय** इति सदृशप्रत्ययस्य विषय. तत्संभवेति अन्यव्यावृत्तिसंभवप्राप्तेः । **तेष्विति** कुरङ्गतुरङ्गादिषु ।

§७ ननु यया प्रत्यासत्त्या केचन भावाः स्वयं सदृशपरिणामं बिभ्रति, तयैव स्वयमतदात्मका अपि सन्तस्तथा किं नावभासेरन् इति चेत् तदप्यनुचितम् । चेतनेतरभेदाभावप्रसङ्गात् । ययैव हि प्रत्यासत्त्या चेतनेतरस्वभावान् भावा. स्वीकुर्वन्ति, तयैव स्वयमतदात्मका अपि सन्तस्तथा किं नावभासेरन्- इत्यपि ब्रुवाणस्य ब्रह्माद्वैतवादिनो न वक्त्रं वक्रीभवेत् । चेतनेतरव्यतिरिक्तस्य ब्रह्मणोऽसत्त्वात् कथमस्य तथाऽवभासनम् ?–इत्यन्यत्रापि तुल्यम् । न खलु सदृशपरिणामशून्यं स्वलक्षणमप्यस्ति, यत् तथाऽवभासेत ।

§८ ननु स्वलक्षणस्य विसदृशाकारात्मनः सदृशपरिणामात्मकत्वं विरुध्यते । नैवम् । ज्ञानस्य चित्राकारतावत्, विकल्पेतराकारतावच्चैकस्योभयात्मकत्वाविरोधात् । ततो व्यावृत्तप्रत्ययहेतुविसदृशाकारतावद् वस्तुनः सदृशपरिणामात्मकत्वमप्यनुयायिप्रत्ययहेतुः स्वीकार्यम् ॥४॥

§७ **બૌદ્ધ—જે** પ્રત્યાસત્તિ સંબંધથી કેટલાક પદાર્થો સ્વયં સદૃશ પરિણામને ધારણ કરે છે, તે જ પ્રત્યાસત્તિથી સ્વયં અતદાત્મક હોવા છતાં એટલે કે સદૃશ-પરિણામાત્મક ન હોવા છતાં તેવા કેમ ન જણાય?

જૈન—તે ઉચિત નથી. કારણકે-એમ માનવા જતાં ચેતન અને જડનો ભેદ પણ નહિ રહે. કારણકે-જે પ્રત્યાસત્તિથી પદાર્થો ચેતનેતર સ્વભાવને ધારણ કરે છે, તે જ પ્રત્યાસત્તિથી પદાર્થો સ્વયં અતદાત્મક હોવા છતાં એટલે કે ચેતનેતર ન હોવા છતાં કેમ તેવા ન જણાય ? - એવું બોલનાર બ્રહ્માદ્વૈતવાદીનું મુખ કંઈ વાકું થતું નથી.

બૌદ્ધ—ચેતન અને જડથી ભિન્ન એવું બ્રહ્મ છે જ નહિ, તો તેનો તે પ્રકારે અવભાસ કઈ રીતે થાય ?

---

१ तदनु°-मु । २ तथाऽवभा°–पञ्जिकापाठ. ।

**જૈન**—આ જ વસ્તુ અન્યત્ર પણ સમાનભાવે કહી શકાય છે કે-તમે માનેલ સદૃશપરિણામશૂન્ય સ્વલક્ષણ પણ છે જ નહિ, તો તેનો તે પ્રકારે અવભાસ કેમ થાય?

§૮ **બૌદ્ધ**—સ્વલક્ષણ તો વિસદૃશાકારવાળા છે. તેથી તેમાં સદૃશપરિણામનો વિરોધ છે.

**જૈન**—એમ નથી કારણ કે જ્ઞાન એક હોવા છતાં તેમાં ચિત્રાકારતાનો અને નિર્વિકલ્પકારતા તથા સવિકલ્પકારતાનો વિરોધ નથી. તેમ ઉભયાત્મકતાનો એટલે કે સદૃશતા અને અસદૃશતાનો વિરોધ નથી. માટે વસ્તુમાં વ્યાવૃત્ત જ્ઞાન ભેદજ્ઞાનના કારણભૂત વિસદૃશાકારની જેમ અનુગત જ્ઞાન-સદૃશ જ્ઞાનના કારણભૂત સદૃશ પરિણામ-સદૃશાકાર પણ સ્વીકારવો જોઈએ. ૪.

(प०) **ननु यये**त्यादि सौगतः । **प्रत्यासत्त्ये**ति खुरककुदसास्नादिमत्त्वप्रभृतिलक्षणया । **केचन भावा** इति गवादय । **तयैवे**ति प्रत्यासत्त्या । **तथे**ति तदात्मकतया । **तदप्यनुचितमि**त्यादि जैन । **चेतनेतरभेदाभावप्रसङ्गा**दित्यतोऽग्रे यत इति गम्यम् । **तथाऽवभासे**रन्निति चेतनेतरस्वभावा । **चेतनेतरव्यतिरिक्तस्ये**त्यादि बौद्धः । **अस्ये**ति पदार्थजातस्य तदात्मकस्यापि । **तथावभासन**मिति तदात्मकताऽवभासनम् ।

**नन्वि**त्यादि बौद्धः । **नैव**मित्यादि सूरिः । **चित्राकारतावदि**ति भवदभीष्टा । **विकल्पेतराकारतावदि**ति निर्विकल्पकवत् । **एकस्ये**ति ज्ञानस्य । **अविरोधा**दिति भवन्मतेऽपि । **तत** इत्यादिना तत्त्वमाह ॥४॥

(टि०) **प्रत्यासत्त्ये**ति कारणसामग्र्या । **तयैवे**ति प्रत्यासत्त्या । **अतदात्मका** इति असदृशपरिणामा । **तथे**ति सदृशतया । **अतदात्मका** इति अचेतनेतरपरिणामाः । **तथे**ति चेतनेतरतया । **अस्ये**ति ब्रह्मणः । **तथे**ति सदृशतया । **यदि**ति स्वलक्षणम् । **तथे**ति सदृशरूपतया ।

**ननु स्वलक्षणस्ये**ति यथा एकमेव सामान्यतश्चित्रज्ञानं वर्णपञ्चकभेदेन साक्षात्कर्तुं चेतसि पञ्चधा प्रतिबिम्बं तनुते, यथा [च] एकमेव ज्ञानं सविकल्पक निर्विकल्पकं च द्विधा, तथैव एकस्यैव स्वलक्षणस्य विसदृशपरिणामात्मकत्वं सदृशपरिणामात्मकत्वं चाविरुद्धम् । ॥४॥

अथ सामान्यद्वितीयभेदं सनिदर्शनमुपदर्शयन्ति—

**पूर्वापरपरिणामसाधारणं द्रव्यमूर्ध्वतासामान्यं कटककङ्कणाद्यनुगामिकाञ्चनवत् ॥५॥**

§१ पूर्वापरपर्याययोरनुगतमेकं द्रव्यम्, द्रवति तांस्तान् पर्यायान् गच्छतीति व्युत्पत्त्या त्रिकालानुयायी यो वस्त्वंशः, तदूर्ध्वतासामान्यमित्यभिधीयते । निदर्शनमुत्तानमेव ।

ઊર્ધ્વતાસામાન્યનું દૃષ્ટાન્તપૂર્વક ઉપદર્શન—

**પૂર્વ પરિણામ (પૂર્વ પર્યાય) અને ઉત્તર પરિણામ(ઉત્તર પર્યાય)માં સમાનરૂપે રહેનારું ઊર્ધ્વતા સામાન્ય છે, જેમ કે-કડાં, કંકણ, ચૂડી આદિમાં અનુગામી સુવર્ણ દ્રવ્ય છે. ૫.**

§૧ પૂર્વ અને ઉત્તર પર્યાયમાં અનુગત-અન્વયી એક દ્રવ્ય છે. 'તે તે પર્યાયોને પામે તે દ્રવ્ય' એ વ્યુત્પત્તિ દ્વારા ત્રણે કાળમાં અનુયાયી જે વસ્તુનો અંશ તે ઊર્ધ્વતાસામાન્ય છે. દૃષ્ટાન્ત સ્પષ્ટ છે.

§२ अत्रैकस्य कालत्रयानुयायितायां जनुषाऽन्धः शौद्धोदनिशिष्यः समाचष्टे—अहो ! कष्टः शिष्टैरुपक्रान्तोऽयमेकस्यानेककालावस्थितिवादः । प्रतिक्षणभङ्गुरभावावभासनायामेव हि प्रमाणमुद्रा साक्षिणी । तथाहि—यत् सत्, तत् क्षणिकम्, संश्च विवादाध्यासितः शब्दादिः । सत्त्वं तावद् यत् किञ्चिदन्यत्रास्तु, प्रस्तुते तावदर्थक्रियाकारित्वमेव मे संमतम् । तच्च शब्दादौ धर्मिणि प्रत्यक्षप्रमाणप्रतीतमेव । विपक्षाच्च व्यापकानुपलब्ध्या व्यावृत्तम् । सत्त्वस्य हि क्षणिकत्ववत् क्रमाक्रमावपि व्यापकावेव । न हि क्रमाक्रमाभ्यामन्यः प्रकारः शङ्कितुमपि शक्यते, व्याघातस्योद्भटत्वात्. न क्रम इति निषेधादेवाक्रमोपगमात्, नाक्रम इति निषेधादेव च क्रमोपगमात् । तौ च क्रमाक्रमौ स्थिराद् व्यावर्त्तमानावर्थक्रियामपि ततो व्यावर्त्तयतः । वर्त्तमानार्थक्रियाकरणकाले ह्यतीतानागतयोरप्यर्थक्रिययोः समर्थत्वे तयोरपि करणप्रसङ्गः । असमर्थत्वे पूर्वापरकालयोरप्यकरणापत्तिः ।

§३ समर्थोऽप्यपेक्षणीयासन्निधेर्न करोति, तत्सन्निधेस्तु करोतीति चेत् ननु किमर्थं सहकारिणामपेक्षा ? किं स्वरूपलाभार्थम्, उतोपकारार्थम्, अथ कार्यार्थम् ? । न प्रथमः, स्वरूपस्य कारणाधीनस्य नित्यस्य वा पूर्वसिद्धत्वात् । न द्वितीयः, स्वयं सामर्थ्येऽसामर्थ्ये वा तस्यानुपयोगात् ।

तथा च—

> भावः स्वतः समर्थश्चेद्, उपकारः किमर्थकः ? ।
> भावः स्वतोऽसमर्थश्चेद्, उपकारः किमर्थकः ? ॥१॥

अत एव न तृतीयः । उपकारवत् सहकारिणामप्यनुपयोगात् ।

तथा च—

> भावः स्वतः समर्थश्चेत्, पर्याप्तं सहकारिभिः ।
> भावः स्वतोऽसमर्थश्चेत्, पर्याप्तं सहकारिभिः ॥२॥

अनेकाधीनस्वभावतया कार्यमेव तानपेक्षत इति चेत् । न, तस्यास्वतन्त्रत्वात्, स्वातन्त्र्ये वा कार्यत्वव्याघातात्, तद्धि तत्साकल्येऽपि स्वातन्त्र्यादेव न भवेदिति । एवं च यत् क्रमाक्रमाभ्यामर्थक्रियाकारि न भवति, तदसत्, यथा गगनेन्दीवरम्, तथा चाक्षणिकाभिमतो भाव इति व्यापकानुपलब्धिरुत्तिष्ठते । तथा च क्रमयौगपद्ययोर्व्यापकयोः व्यावृत्तेरक्षणिकाद् व्यावर्त्तमानार्थक्रिया क्षणिके विश्राम्यतीति प्रतिबन्धसिद्धिः ॥

६२ એક જ દ્રવ્યની ત્રણે કાલમાં અનુયાયિતાને વિષે અર્થાત્ પદાર્થની ત્રૈકાલિક સ્થિરતાને વિષે જન્મથી અંધ બૌદ્ધ આ પ્રમાણે કહે છે—

બૌદ્ધ—શિષ્ટ-(જ્ઞાની સજ્જન) એવા તમોએ એક દ્રવ્યમાં અનેક કાલાવસ્થિતિવાદ–અર્થાત્ એક દ્રવ્ય અનેક કાલ સુધી સ્થિર રહે છે, એવા વાદ–ને ઉપસ્થિત કર્યો તે કઠણ ન સમઝી શકાય તેવો ઊંડો વિષય છે. કારણકે-પ્રમાણ મુદ્રા તો દરેક ક્ષણે વિનશ્વર પદાર્થના જ્ઞાનમાં જ સાક્ષિણી છે. અર્થાત્ ઉપરોક્ત તમારું કથન પ્રમાણરૂપ નથી. તે આ પ્રમાણે–જે સત્ છે તે ક્ષણિક છે. વિવાદાસ્પદ શબ્દાદિ સત્ છે માટે તે ક્ષણિક છે. અન્ય પ્રસંગે સત્ત્વ ગમે તે હો પરંતુ પ્રસ્તુત પ્રકરણમાં તો 'સત્ત્વ' તરીકે 'અર્થક્રિયાકારિત્વ' જ અમોને ઇષ્ટ છે, અને તે 'અર્થક્રિયાકારિત્વ' શબ્દાદિ ધર્મીમાં પ્રત્યક્ષ પ્રમાણથી પ્રસિદ્ધ છે. અને વિપક્ષ(નિત્ય)માં વ્યાપકની અનુપલબ્ધિને કારણે વ્યાપ્ય રૂપ તેનો (અર્થક્રિયાકારિત્વનો) પણ અભાવ છે, કારણ કે-ક્ષણિકત્વની જેમ ક્રમ અને અક્રમ પણ સત્ત્વનાં વ્યાપક છે, અને બાધદોષ પ્રબળ હોવાથી ક્રમ કે અક્રમ સિવાયના અન્ય કોઈ પ્રકાર વિષે શંકા પણ સંભવતી નથી, કારણ કે-'ક્રમ નહિ' એમ ક્રમનો નિષેધ કરવાથી અક્રમ (યૌગપદ્ય) નો અને 'અક્રમ નહિં' એમ અક્રમનો નિષેધ કરવાથી ક્રમનો જ સ્વીકાર થાય છે. હવે જો તે ક્રમ અને અક્રમ સ્થિર(નિત્ય) પદાર્થથી વ્યાવૃત્ત હોય અર્થાત્ તે બન્ને સ્થિર પદાર્થમાં જો ન હોય તો તેઓ તેમાંથી અર્થક્રિયાને પણ વ્યાવૃત્ત કરે છે, અર્થાત્ તેમાં અર્થક્રિયા પણ નહિ રહે. કારણ કે-વર્તમાનમાં અર્થક્રિયા કરવાના સમયે જો અતીત અને અનાગતમાં કરવાની અર્થક્રિયા કરવામાં પણ પદાર્થ સમર્થ હોય તો તેને વર્તમાન કાળે તે અતીત અને અનાગતની અર્થક્રિયા કરવાનો પ્રસંગ આવશે. અને વર્તમાનકાળે અતીત અને અનાગતની અર્થક્રિયા કરવામાં જો અસમર્થ હોય તો અસમર્થ હોવાથી અતીત અને અનાગત કાળમાં પણ અર્થક્રિયા કરી શકશે નહિ.

૬૩ શંકા—પદાર્થ અર્થક્રિયા કરવાને સમર્થ તો છે પણ અપેક્ષણીય—સહકારીઓ પાસે ન હોય તો અર્થક્રિયા કરતો નથી અને સહકારીઓ નજીકમાં હોય તો અર્થક્રિયા કરે છે.

સમાધાન-પદાર્થને સહકારીઓની અપેક્ષા શા માટે છે? શું પોતાની ઉત્પત્તિ માટે, ઉપકાર માટે કે કાર્ય માટે અપેક્ષા છે? પહેલો પક્ષ તો યોગ્ય નથી કારણ કે વસ્તુ કારણને આધીન હોય અર્થાત્ અનિત્ય સ્વરૂપ હોય કે નિત્ય સ્વરૂપ હોય પણ તે તો પહેલેથી જ સિદ્ધ છે. બીજો પક્ષ પણ યોગ્ય નથી, કારણ કે પદાર્થ સ્વયં અર્થક્રિયા કરવા જો સમર્થ હોય તો તેને સહકારીઓનો ઉપકાર નકામો છે અર્થાત્ સ્વયં સમર્થ હોવાથી બીજાના સહકારની તેને જરૂર નથી. અથવા જો પદાર્થ સ્વયં અર્થક્રિયા કરવા અસમર્થ છે તો પણ તેને સહકારીઓનો ઉપકાર નકામો છે. અને એ રીતે.

"પદાર્થ પોતે જ જો સમર્થ છે, તો ઉપકાર શાને માટે? તે જ રીતે પદાર્થ સ્વયં જો અસમર્થ છે તો પણ ઉપકાર શાને માટે?"

આમ હોવાથી જ કાર્યાર્થે સહકારિઓની અપેક્ષા છે એ ત્રીજો પક્ષ પણ યુક્ત નથી. કારણ કે પદાર્થ સમર્થ હોય કે અસમર્થ હોય તો પણ સહકારીઓ ઉપકારની જેમ અનુપયોગી છે. અને તે રીતે—

"પદાર્થ પોતે જ કાર્ય કરવાને સમર્થ છે તો સહકારીઓથી સર્યું અર્થાત્ સમર્થ હોવાથી પોતે જ કાર્ય સિદ્ધ કરી લે છે, તો કાર્ય સિદ્ધ થઈ ગયા પછી સહકારીઓ શું કરવાના ? અથવા પદાર્થ પોતે કાર્ય કરવાને અશક્ત છે, તો પણ સહકારીઓથી સર્યું, કારણ કે સહકારીઓ ગમે તેટલા હોય પણ પદાર્થ જ કાર્ય કરવાને અશક્ત હોય તો અર્થાત્ તેમાં યોગ્યતા જ ન હોય તો સહકારીઓ પણ શું કરી દેવાના છે !"

શંકા—કાર્ય અનેક કારણોને આધીન રહેવાના સ્વભાવવાળું હોવાથી તે સહકારીઓની અપેક્ષા રાખે છે અર્થાત્ પદાર્થને નહિ પણ કાર્યને સહકારીની અપેક્ષા છે.

સમાધાન—એમ પણ નથી. કારણ કે-કાર્ય એવી અપેક્ષા રાખી શકે નહિ, કારણ કે તે પરતંત્ર છે. અને જો કાર્યને સ્વતંત્ર માનવામાં આવે તો કાર્યતાનો જ વ્યાઘાત (બાધ) થશે એટલે કે તે કાર્યપણું જ ખોઈ બેસશે, કારણ કે સહકારીકારણરૂપ સામગ્રી સંપૂર્ણ હોવા છતાં તે સ્વતંત્ર હોવાથી ઉત્પન્ન જ ન થાય-એમ સંભવે.

આ ઉપરથી એમ સિદ્ધ થયું કે ક્રમથી અક્રમથી અર્થ ક્રિયાકારી ન હોય તે અસત્ હોય છે, જેમકે-આકાશકમલ અને તે રીતે અક્ષણિક રૂપે માન્ય પદાર્થ પણ ક્રમ કે અક્રમથી અર્થક્રિયાકારી નથી, એથી વ્યાપક(ક્રમ-અક્રમ)ની અનુપલબ્ધિ સિદ્ધ થાય છે, અને તે રીતે અક્ષણિક પદાર્થમાંથી ક્રમ-અક્રમરૂપ વ્યાપકની વ્યાવૃત્તિ (અભાવ) થવાથી સત્ત્વ તરીકે માન્ય વ્યાપ્યરૂપા અર્થક્રિયા પણ વ્યાવૃત્ત થઈને ક્ષણિકમાં જ વિશ્રામ પામે છે એ પ્રમાણે વ્યાપ્તિની સિદ્ધિ થઈ

(प०) **जनुषान्ध** इति जात्यन्ध । **उपक्रान्तोऽयमि**त्यतोऽग्रे यदुतेति गम्यम् । **अनेककालावस्थितिवाद** इत्यतोऽग्रे यत इति गम्यम् । **यत् किञ्चिदि**ति अस्तित्वादिकम् । **क्षणिकत्ववदि**ति क्षणिकत्ववद् व्यापकम । **अन्यः प्रकार** इति क्रमाक्रमान्यप्रकारः । **तत** इति स्थिरात् । **व्यावर्त्तयन** इत्यग्रे कथमिति गम्यम् । **पूर्वापरकालयोरि**ति अतीतानागतयोः ।

**तस्येति** कार्यस्य । **अस्वतन्त्रत्वादि**त्यतोऽग्रे कार्यस्येति शेष । **तदि**ति कार्यम ।

(टि०) **अत्रैकस्ये**त्यादि ॥ **जनुषान्ध** इति भावस्योत्पत्तौ व्यये ध्रौव्ये जन्मप्रभृत्यन्धः, तेन जन्मनः सुगतमतानुसारिणा भावाना क्षणिकत्वमेव कक्षीचक्रे । यतः कालत्रयस्थितिवादः सापवाद इति जगाद सुगत । तिमिरादिरोगवशात् शैशवापगमेऽन्धभावी पुमान् पूर्वदृष्टार्थानुसारेण किंचित्स्मरति, जन्मान्ध· किमपि न जानातीति भावः ॥ **तथाहि यदि**त्यादि । **तच्चे**ति अर्थक्रियाकारित्वम् । **विपक्षादि**ति मित्यादर्थक्रियाकारित्वं व्यावृत्तमिति सम्बन्धः । **सत्त्वस्ये**ति व्याप्यस्य । **क्षणिकत्ववदि**ति सत्त्व व्याप्य क्षणिकत्वं व्यापकम्। **तत** इति स्थिरात्कालत्रयावस्थायिनः पदार्थात् । **तयोरपी**ति अतीतानागतयोरपि ।

(टि०) **अपेक्षणीये**ति सहकारिकारणीसामीप्यभावः । **तत्संनिधेरि**ति अपेक्षणीयसंनिधेः । **तस्ये**ति उपकारस्य ।

**अनेकाधीने**ति कार्यं हि उत्पादमासादयत् बहुकारणेभ्यः पूर्णतामेति । **तानि**ति सहकारिण । **तस्ये**ति कार्यस्य । **अस्वतन्त्रत्वादि**ति अनिष्पन्नत्वेनेति भावः ॥ **तदि**ति कार्यम् । **तत्साकल्येपी**ति सहकारिकारणसामग्र्ये। **तदि**ति नित्यवस्तु । **तथाचे**ति वस्तुतोऽसत्कल्पत्वे । **व्यापकानुपलब्धिरि**ति निषेध्यस्यार्थक्रियाकारित्वस्य व्यापकौ क्रमाक्रमौ तयोरनुपलब्धिः। **अक्षणिकादि**ति कालत्रयावस्थानाभिमानाभिमतभावराशे ॥

§४ अत्राचक्ष्महे । ननु क्षणभिदेलिमभावाभिधायिभिक्षुणा कारणग्राहिण', कार्यग्राहिणः, तद्द्वयग्राहिणो वा प्रत्यक्षादर्थक्रियाकारित्वप्रतीतिः प्रोच्येत, यतस्तच्च शब्दादौ धर्मिणि प्रत्यक्षप्रमाणप्रतीतमेवेत्युक्तं युक्तं स्यात् । न तावत्पौरस्त्यात्, तस्य कारणमात्रमन्त्रणपरायणत्वेन कार्यकिंवदन्तीकुण्ठत्वात् । नापि द्वितीयात्, तस्य कार्यमात्रपरिच्छेदविदग्धत्वेन कारणावधारणवन्ध्यत्वात् । तदुभयावभासे च 'इदमस्य कारणम्, कार्यं च' इत्यर्थक्रियाकारित्वावसायोत्पादात् ।

वस्तुस्वरूपमेव कारणत्वम्, कार्यत्वं चेति तदन्यतरपरिच्छेदेऽपि तद्बुद्धिसिद्धिरिति चेत् । एवं तर्हि नालिकेरद्वीपवासिनोऽपि वह्निदर्शनादेव तत्र धूमजनकत्वनिश्चयस्य, धूमदर्शनादेव वह्निजन्यत्वनिश्चयस्य च प्रसङ्गः । नापि तृतीयात्, कार्यकारणोभयग्राहिणः प्रत्यक्षस्यासंभवात्, तस्य क्षणमात्रजीवित्वात्, अन्यथाऽनेनैव हेतोर्व्यभिचारात् । तदुभयसामर्थ्यसमुद्भूतविकल्पप्रसादात्तदवसाय इति चेत् । तर्हि कथं प्रत्यक्षेण तत्प्रतीतिः?

§५ प्रत्यक्षव्यापारपरामर्शित्वात् विकल्पस्य, तद्द्वारेण प्रत्यक्षमेव तल्लक्षकमिति चेत् । ननु न कार्यकारणग्राहिणोरन्यतरेणापि प्रत्यक्षेण प्राक्कार्यकारणभावो भासयामासे, तत् कथं विकल्पेन तद्व्यापारः परामृश्येत? इति न क्षणिकवादिनः काप्यर्थक्रियाप्रतीतिरस्तीति वाद्यसिद्धं सत्त्वम् ।

§४ **જૈન—હે બૌદ્ધો! અમે તમારા આ કથનનો ઉત્તર આપીએ છીએ—**

ક્ષણભંગુર (ક્ષણિક) પદાર્થનું કથન કરનાર હે બૌદ્ધ ! તમોએ ક્ષણિક શબ્દાદિ ધર્મીમાં અર્થક્રિયાકારિત્વ પ્રત્યક્ષ પ્રમાણથી પ્રસિદ્ધ છે એમ કહ્યું છે (પૃ. ) પણ તમારું તે કથન યુક્ત શાથી માનવું ? શું કારણનું પ્રત્યક્ષ છે તેથી કે કાર્યનું પ્રત્યક્ષ છે તેથી કે ઉભયનું પ્રત્યક્ષ છે તેથી ? કારણગ્રાહી પ્રત્યક્ષથી અર્થક્રિયાકારિત્વની પ્રતીતિ કહી શકશો નહિ. કારણ કે-તે માત્ર કારણની વિચારણામાં તત્પર હોવાથી કાર્યની કથા કરવા અસમર્થ છે. કાર્યગ્રાહી પ્રત્યક્ષથી પણ અર્થક્રિયાકારિત્વની પ્રતીતિ કહી શકશો નહિ, કારણ કે તે માત્ર કાર્યને(ઘટાદિ કારણ દ્વારા થતા જલાહરણાદિ કાર્યને) જ જાણવામાં ચતુર હોવાથી કારણનો નિશ્ચય કરવામાં સમર્થ નથી. વળી કારણ અને કાર્ય એ

બન્નેનો પ્રતિભાસ હોય ત્યારે જ 'આ આનું કારણ છે અને આ આનું કાર્ય છે' એવો પ્રતિભાસ થાય ત્યારે અર્થક્રિયાનો નિશ્ચય થાય.

**બૌદ્ધ**—કારણત્વ અને કાર્યત્વ એ વસ્તુનું સ્વરૂપ જ છે તેથી જ્યારે કારણત્વ અને કાર્યત્વ એ બન્નેમાંથી ગમે તે એકનું પ્રત્યક્ષ હોય છે ત્યારે કાર્ય અને કારણ ઉભય વિષયક બુદ્ધિની પણ સિદ્ધિ થઈ જ જાય છે.

**જૈન**—તો પછી નાલિયેરદ્વીપવાસી (અજ્ઞ) મનુષ્યને પણ અગ્નિ જોવાથી આ ધૂમજનક(ધૂમનું કારણ) છે એવો નિશ્ચય થવો જોઈએ અથવા ધૂમ જોવાથી આ વહ્નિજન્ય (અગ્નિનું કાર્ય) છે એવો નિશ્ચય થવો જોઈએ.

કાર્યકારણ ઉભયગ્રાહી પ્રત્યક્ષથી અર્થક્રિયકારિત્વની પ્રતીતિ થાય છે એવો ત્રીજો પક્ષ પણ કહી શકશો નહિ. કારણ કે ઉભયગ્રાહી પ્રત્યક્ષનો સંભવ જ નથી. કારણ કે તે ક્ષણમાત્રજીવી હોવાથી કાર્યકારણ ઉભયનું ગ્રાહક બની શકશે નહિ. છતાં પણ પ્રત્યક્ષને ઉભયગ્રાહી માનશો તો તે અક્ષણિક બની જતું હોઈ તે પ્રત્યક્ષથી જ **'सत्त्व'** હેતુમાં વ્યભિચાર આવશે

**બૌદ્ધ**—કાર્યગ્રાહી અને કારણ ગ્રાહીએ ઉભય પ્રત્યક્ષના સામર્થ્યથી ઉત્પન્ન થયેલ વિકલ્પના પ્રસાદથી અર્થક્રિયાકારિત્વનો નિશ્ચય થાય છે.

**જૈન**—વિકલ્પથી થનારી એ પ્રતીતિને પ્રત્યક્ષ પ્રમાણથી થયેલી પ્રતીતિ કેમ કહેવાય?

§૫ **બૌદ્ધ**—પ્રત્યક્ષના વ્યાપારનો વિકલ્પ પરામર્શ-વિચાર કરે છે. તેથી વિકલ્પ દ્વારા પ્રત્યક્ષ જ અર્થક્રિયાકારિત્વનું જ્ઞાપક છે, એમ માનીએ તો શું વાંધો?

**જૈન**—કાર્યગ્રાહી અને કારણગ્રાહી એ ઉભય પ્રત્યક્ષમાંથી કોઈ પણ એક પ્રત્યક્ષ દ્વારા પહેલાં કાર્યકારણ ભાવનું જ્ઞાન થયું જ નથી, તો પછી પ્રત્યક્ષના તે વ્યાપારનો-અર્થાત્ કાર્યકારણ ભાવ ગ્રહણ વ્યાપારનો વિકલ્પ પરામર્શ (નિશ્ચય) કઈ રીતે કરી શકે? આ રીતે ક્ષણિકવાદીના મતમાં કોઈ પણ અર્થ-ક્રિયાકારિત્વની પ્રતીતિ નથી માટે વાદી બૌદ્ધને; આ અર્થક્રિયાકારિત્વરૂપ સત્ત્વ-હેતુ અસિદ્ધ છે.

(પ૦) उक्तं **युक्तं स्यादि**ति त्वयैव पूर्वमुक्तम् । **कार्यकिंवदन्तीकुण्ठत्वादि**ति अर्थक्रियाकारित्ववार्त्ताकुण्ठत्वात् । **तदुभयावभासे चे**ति तदुभयावभासे सति । **अवसायोत्पादादि**ति परिज्ञानोत्पादात् ।

**वस्त्वि**त्यादि सौगतः । **तदन्यतरपरिच्छेदे** इति कारणस्य कार्यस्य वा परिच्छेदे । **तद्बुद्धिसिद्धिरि**ति कारणकार्योभय[बुद्धि]सिद्धिः । **एवं तर्ही**त्यादि सूरिः । **तत्रे**ति वह्निदर्शने । **तस्ये**ति प्रत्यक्षस्य । **क्षणमात्रजीवित्वादि**ति कार्यकारणयोश्च क्रमभावित्वात् । **अनेने**ति प्रत्यक्षेण । **हेतोरि**ति कारणक्षणकार्यक्षणावस्थायित्वेन क्षणिकत्वं व्याहन्यते । कार्यकारणोभयग्राहित्वे प्राक्कालापरकालग्रहणात् कुतः क्षणिकत्वम् । **तदि**त्यादि सौगतः । **तदवसाय** इति उभयावसायः । **तर्हि कथमि**त्यादि सूरिः । **तत्प्रतीतिरि**ति विकल्पादेव साध्यसिद्धेः ।

**प्रत्यक्षे**त्यादि सौगतः । **तद्द्वारेणे**ति विकल्पद्वारेण । **नन्वि**त्यादि सूरिः । **कार्यकारणभाव** इति युगपत् कार्यकारणभावः । **भासयामासे** इति अत्र न भासयामासे इति

१ આ જગતમાં જે કોઈ પદાર્થ હાનિ-વૃદ્ધિવાળો હોય તે કોઈ વખતે પોતાના કારણોથી ઉત્પન્ન થયેલ સંપૂર્ણ ક્ષય-નાશવાળો હોય છે, જેમકે-સુવર્ણમાં રહેલ મેલ તેવી જ રીતે દોષ અને આવરણ પણ હાનિ-વૃદ્ધિવાળા છે. માટે સંપૂર્ણ ક્ષય થવાના સ્વભાવવાલા છે. આ રીતે પ્રસ્તુતમાં સર્વજ્ઞ અને વીતરાગની સિદ્ધિ કોઈ અનુમાનથી બાધિત છે. કારણ કે-આ અનુમાનથી જે કોઈ ઉત્તમ પુરુષવિશેષમાં દોષ આવરણનો સર્વથા નાશ પ્રસિદ્ધ છે તે જ પુરુષ-વિશેષ સર્વજ્ઞ કે વીતરાગ છે, એ જ રીતે 'શબ્દ અપરિણામી' છે એ પ્રતિજ્ઞા-(પક્ષ) પણ શબ્દ પરિણામી છે, કારણ કે અન્યથા કૃતકત્વ ઘટી શકતું નથી' એ અનુમાનથી બાધિત થાય છે, એ ઉદાહરણ પણ જાણી લેવું ૪૨

(प०) **तेनेति** स्वसंवेदनप्रत्यक्षेण ॥४१॥

(प०) **निर्ह्रासातिशयवानिति** उत्कर्षापकर्षवान् । **बाध्यमानेति** प्रतिज्ञा ॥४२॥

(टि०) **प्रत्यक्षनिराकृतेत्यादि** । **तद्विलक्षणेति** पृथ्व्यप्तेजोवायुरूपभूतविलक्षणजीव-निषेधे । **तेनेति** अहं सुखी अहं दुःखी मम शरीरमित्याद्यहंकार-ममकारप्रत्ययोद्भविष्णुस्वसंवेदन-प्रत्यक्षेण, तस्मादात्मसिद्धेः ॥४१॥

(टि०) **अनुमानेत्यादि** ॥ **निर्ह्रासेति** निर्ह्रास प्रौढिप्राप्तोऽतिशय उपचयलक्षणो ययोर्दोषा-वरणयोः (योरस्ति) ते निर्ह्रासातिशयवर्ती ॥४२॥

अथ तृतीयं भेदमाहुः—

## आगमनिराकृतसाध्यधर्मविशेषणो यथा जैनेन रजनिभोजनं भजनीयम् ॥४३॥

§१ "अत्थं गयंमि आइच्चे पुरत्था य अणुग्गए ।
आहारमाइयं सव्वं मणसा वि न पत्थए" ॥१॥

इत्यादिना हि प्रसिद्धप्रामाण्येन परमागमवाक्येन क्षपाभक्षणपक्षः प्रतिक्षिप्य-माणत्वान्न साधुत्वमास्कन्दति । एवं जैनेन परकलत्रमभिलषणीयमित्याद्युदाहरणीयम् ।

આગમનિરાકૃતસાધ્યધર્મવિશેષણ પક્ષાભાસનુ ઉદાહરણ –

જૈને રાત્રિભોજન કરવું જોઈએ, આ આગનિમરાકૃતસાધ્યધર્મવિશેષણ પક્ષાભાસ છે. ૪૩.

સૂર્ય અસ્ત થઈ ગયા પછી તે પૂર્વદિશામા ઉદય ન પામે ત્યાં સુધી.

૧ "સૂર્ય અસ્ત થયો હોય અને બીજો સૂર્ય ન ઊગે ત્યાં સુધી સર્વ-પ્રકારના આહારાદિકની મનથી પણ પ્રાર્થના ન કરે (અર્થાત્ મનથી પણ ઈચ્છા ન કરે)" ઇત્યાદિ પ્રસિદ્ધ પ્રામાણ્યવાળા પરમાગમના વચનથી રાત્રિભોજનરૂપ પ્રતિજ્ઞા બાધિત થાય છે, તેવી જ રીતે "જૈને પરસ્ત્રીની અભિલાષા કરવી" એ પ્રતિજ્ઞા પણ આગમબાધિત છે ૪૩

(टि०) **आगमेत्यादि॥ अत्थं गयंमीति** अस्तंगते आदित्ये । **पुरत्थायेति** पूर्वदिग्भागेऽनुद्गते आहारमादिकं सर्वः मनसापि न प्रार्थयेत् । **परमागमेति** जैनराद्धान्तवचनेन । **क्षपाभक्षणेति** रात्रीभोजनपक्ष. । [प्रति] **क्षिप्यमाणेति** निराक्रियमाणत्वात् न साधुत्वसौधमध्यमध्यास्त ॥४३॥

चतुर्थं प्रकारं प्रथयन्ति—

लोकनिराकृतसाध्यधर्मविशेषणो यथा न पारमार्थिकः प्रमाणप्रमेयव्यवहारः ॥४४॥

लोकशब्देनात्र लोकप्रतीतिरुच्यते । ततो लोकप्रतीतिनिराकृतसाध्यधर्मविशेषण इत्यर्थः । सर्वोऽपि हि लोकस्य प्रतीतिरीदृशी यत्पारमार्थिकं प्रमाणं, तेन च तत्त्वातत्त्वविवेकः पारमार्थिक एव क्रियते ।

§२ ननु लोकप्रतीतिरप्रमाणं, प्रमाणं वा ? अप्रमाणं चेत्, कथं तया बाधः कस्यापि कर्तुं शक्यः ? प्रमाणं चेत्, प्रत्यक्षाद्यतिरिक्तं, तदन्यतरद्वा । न तावदाद्यः पक्षः, प्रत्यक्षाद्यतिरिक्तप्रमाणस्यासंभवात् । अन्यथा "प्रत्यक्षं च परोक्षं च" इत्यादिविभागस्यासमञ्जस्यापत्तेः । द्वितीयपक्षे तु प्रत्यक्षनिराकृतसाध्यधर्मविशेषणादिपक्षाभासेष्वेवास्यान्तर्भूतत्वात् न वाच्यः प्रकृत पक्षाभास इति चेत् ।

§३ सत्यमेतत्, किन्तु लोकप्रतीतिरत्रोत्कलितत्वेन प्रतिभातीति विनेयमनीषोन्मीलनार्थमस्य पार्थक्येन निर्देशः । एवं शुचि नरशिरःकपालप्रमुखं, प्राण्यङ्गत्वात् शङ्खशुक्तिवदित्याद्यपि दृश्यम् ॥४४॥

લોકનિરાકૃત સાધ્યધર્મવિશેષણ પક્ષાભાસનું ઉદાહરણ—

**પ્રમાણ અને પ્રમેયનો વ્યવહાર પારમાર્થિક નથી-આ લોકનિરાકૃતસાધ્યધર્મવિશેષણ પક્ષાભાસ છે. ૪૪.**

૧ સૂત્રમાં 'લોક' શબ્દ છે તે 'લોકપ્રતીતિ'નો બોધક છે એટલે 'લોકપ્રતીતિ નિરાકૃતસાધ્યધર્મવિશેષણ' એવો અર્થ સમજવો. કારણ કે-લોકની સઘળીયે પ્રતીતિ આવી હોય છે કે, પ્રમાણ પારમાર્થિક હોય છે, અને તેનાથી તત્ત્વાતત્ત્વનો વિવેક પારમાર્થિક જ કરાય છે. ૪૪.

૨ શંકા – લોકપ્રતીતિ અપ્રમાણરૂપ છે કે પ્રમાણરૂપ ?

લોકપ્રતીતિને અપ્રમાણ કહો તો તેનાથી કોઈનો પણ બાધ કઈ રીતે થઈ શકશે ? અર્થાત્ નહિ થાય અને પ્રમાણ કહો તો-પ્રશ્ન એ છે કે, આ લોકપ્રતીતિ પ્રત્યક્ષાદિ પ્રમાણોથી ભિન્ન છે કે પ્રત્યક્ષ અને પરોક્ષ એ બેમાંથી કોઈ એક પ્રમાણરૂપ છે ? પહેલો પક્ષ તો કહી શકશો નહિ કારણ, કે પ્રત્યક્ષાદિથી ભિન્ન પ્રમાણનો સંભવ નથી. છતાં પણ ભિન્ન પ્રમાણ તરીકે સ્વીકારશો તો-તમે કરેલ 'પ્રત્યક્ષ અને પરોક્ષ' પ્રમાણના આ વિભાગમાં અસમંજસતા–અવ્યવસ્થાની આપત્તિ આવશે. બીજો પક્ષ કહો તો-પ્રત્યક્ષનિરાકૃત સાધ્યધર્મવિશેષણાદિ પક્ષાભાસોમાં આ લોકપ્રતીતિ અંતર્ભૂત થઈ જાય છે માટે આ પક્ષાભાસનું કથન કરવું ન જોઈએ.

**સમાધાન**—તમારી વાત સાચી છે પરન્તુ લોકપ્રતીતિ સ્પષ્ટરૂપે જણાય છે માટે શિષ્યની બુદ્ધિને વ્યુત્પન્ન કરવા માટે આ પક્ષાભાસનો જુદો નિર્દેશ

કર્યો છે. એ જ પ્રમાણે મનુષ્યની ખોપરી પવિત્ર છે, પ્રાણીનું અંગ હોવાથી, શંખ અને છીપની જેમ. આ અનુમાન પણ લોકપ્રતીતિનિરાકૃત જાણવું. ૪૪.

(टि०) **लोकशब्देने**ति । **अत्रे**ति लोकप्रतीतसाध्यधर्मविशेषणे । **तेन चे**ति पारमार्थिकेन प्रमाणेन ॥४३॥

(प०) **ननु लोकप्रतीति**रित्यादि परः । **तदन्यतरद्वे**ति तयोर्मध्यादेकं किमपि स्ववचनं प्रमाणीकुर्वन्निति वचनस्यापि शाब्दप्रमाणत्वात् ॥४४॥

(टि०) **तये**ति अप्रमाणया लोकप्रतीत्या । **कस्यापी**ति व्यवहारबाह्यस्याप्रमाणस्यापि पदार्थस्य । अप्रमाणस्य बाधाविधावसमर्थत्वात् । **प्रत्यक्षे**ति प्रत्यक्षपरोक्षयोरधिक्रम् । **तदन्यतरदि**ति तयोः प्रत्यक्षपरोक्षयोर्मध्यादन्यतरदेक प्रत्यक्षं परोक्षं वा । **अन्यथे**ति प्रत्यक्षाद्यतिरिक्तप्रमाणसंभवे । **विभागस्ये**ति प्रमाणद्वयलक्षणस्य स्वीकृतपक्षस्य दूषणापत्ते । **अस्ये**ति लोकप्रतीतिनिराकृतसाध्यधर्मविशेषणस्य । प्रकृत इति लोकप्रतीतिनिराकृतसाध्यधर्म्मविशेषणः ॥४४॥

(टि० **अत्रे**ति प्रमाणव्यवहारे । **उत्कलितत्वेने**ति आधिक्येन । **विनेये**ति विशिष्यचित्ताभिप्रायोल्लासनार्थम् । **अस्ये**ति लोकप्रतीतिनिराकृतसाध्यधर्म्मविशेषणस्य । ४४॥

पञ्चमप्रकारं कीर्त्तयन्ति—

**स्ववचननिराकृतसाध्यधर्मविशेषणो यथा नास्ति प्रमेयपरिच्छेदकं प्रमाणम् ॥४५॥**

सर्वप्रमाणाभावमभ्युपगच्छतः स्वमपि वचनं स्वाभिप्रायप्रतिपादनपरं नास्तीति वाचंयमत्वमेव तस्य श्रेयः, ब्रुवाणस्तु नास्ति प्रमाणं प्रमेयपरिच्छेदकमिति स्ववचनं प्रमाणीकुर्वन् ब्रूत इति स्ववचनेनैवासौ व्याहन्यते, एवं निरन्तरमहं मौनीत्याद्यपि दृश्यम् ।

§१ ननु स्ववचनस्य शब्दरूपत्वात्तन्निराकृतसाध्यधर्मविशेषणः पक्षाभासः प्रागदितागमनिराकृतसाध्यधर्मविशेषण एव पक्षाभासेऽन्तर्भवतीति किमर्थमस्य भेदेन कथनमिति चेत् ।

§२ एवमेतत्, तथापि शिष्यशेमुषीविकाशार्थमस्यापि पार्थक्येन कथनमिति न दोषः ।

§३ आदिशब्दसूचितास्तु पक्षाभासास्त्रयः स्मरणप्रत्यभिज्ञानतर्कनिराकृतसाध्यधर्मविशेषणाः । तत्र स्मरणनिराकृतसाध्यधर्मविशेषणो यथा, स सहकारतरुः फलशून्य इति, अयं पक्षः कस्यचित् सहकारतरुं फलभरभ्राजिष्णुं सम्यक् स्मर्तुः स्मरणेन बाध्यते। प्रत्यभिज्ञाननिराकृतसाध्यधर्मविशेषणो यथा, सदृशेऽपि क्वचन वस्तुनि कश्चन कश्चनाधिकृत्योर्ध्वतासामान्यभ्रान्त्या पक्षीकुरुते, तदेवेदमिति । तस्यायं पक्षस्तिर्यक्सामान्यावलम्बिना तेन सदृशमिदमिति प्रत्यभिज्ञानेन निराक्रियते । तर्कनिराकृतसाध्यधर्मविशेषणो यथा, यो यस्तत्पुत्रः, स श्याम इति व्याप्तिः समीचीनेति । अस्यायं पक्षो यो जनन्युपभुक्तशाकाद्याहारपरिणामपूर्वकस्तत्पुत्रः, स श्यामः, इति व्याप्तिग्राहिणा सम्यक्तर्केण निराक्रियते ॥४५॥

સ્વવચનનિરાકૃતસાધ્યધર્મ વિશેષણ પક્ષાભાસનું ઉદાહરણ—

**પ્રમેયનો નિશ્ચય કરાવનારં પ્રમાણ નથી—આ સ્વવચનનિરાકૃત સાધ્યધર્મવિશેષણ પક્ષાભાસ છે. ૪૫.**

૧ સર્વપ્રમાણના અભાવને સ્વીકારનારનું પોતાનું વચન પણ પોતાના અભિપ્રાયનું પ્રતિપાદન કરનારું નથી. માટે તેણે મૌન રહેવું એ જ તેના માટે હિતાવહ છે, છતાં પણ બોલે તો–"પ્રમેયનો નિશ્ચય કરાવનાર પ્રમાણ નથી" એ પોતાના વચનને પ્રમાણ કરીને જ બોલે છે, માટે પોતાના વચનથી જ પોતે વ્યાઘાત પામે (બાધિત થાય છે).

૨ શંકા—સ્વવચન શબ્દરૂપ છે, તો પ્રથમ કહેલ આગમનિરાકૃત સાધ્યધર્મવિશેષણ પક્ષભાસમાં આ અન્તર્ભાવ પામે છે તો–જુદો શા માટે કહ્યો. ?

સમાધાન—આ પક્ષાભાસ આગમનિરાકૃત પક્ષાભાસમાં અન્તર્ભાવ પામે છે પરંતુ શિષ્યની બુદ્ધિના વિકાસ માટે જુદો કહેલ હોવાથી તેમાં કોઇ દોષ નથી.

૩ સૂત્ર ૪૦માં કહેલ **'आदि'** શબ્દથી સૂચવેલા સ્મરણનિરાકૃત સાધ્યધર્મવિશેષણ, પ્રત્યભિજ્ઞાનિરાકૃતસાધ્યધર્મવિશેષણ, અને તર્કનિરાકૃતસાધ્યધર્મવિશેષણ આ ત્રણ પક્ષાભાસો પણ છે તેમાં 'તે આમ્રવૃક્ષ ફલ રહિત છે' આ પ્રતિજ્ઞા–ફળના સમૂહથી શોભાયમાન આમ્રવૃક્ષને સમ્યગ્ યાદ કરનાર કોઈના સ્મરણદ્વારા બાધિત થાય છે. આ ઉદાહરણ સ્મરણનિરાકૃતસાધ્યધર્મ વિશેષણ પક્ષાભાસનું છે કોઈ વસ્તુમાં સમાનતા હોય છતાં કોઈ અન્ય વસ્તુમાં રહેલી ઊર્ધ્વતાસામાન્યની ભ્રાન્તિથી કહે કે 'આ તે જ છે' તો તેની આ પ્રતિજ્ઞા 'આ તેના સમાન છે' એ પ્રમાણે તિર્યક્સામાન્યને વિષય કરનાર પ્રત્યભિજ્ઞાથી બાધિત થાય છે, માટે એ પ્રત્યભિજ્ઞાનિરાકૃતસાધ્યધર્મવિશેષણ પક્ષાભાસ છે. જે જે તેનો પુત્ર છે, તે તે શ્યામ છે, આ વ્યાપ્તિ સાચી છે આ પ્રકારની પ્રતિજ્ઞાનો માતાએ ખાધેલા શાકાદ્યાહારના પરિણામવાળો જે પુત્ર છે, તે શ્યામ છે, એ પ્રમાણ વ્યાપ્તિ ગ્રહણ કરનાર સમ્યક્તર્કથી થાય છે, માટે આ ઉદાહરણ તર્કનિરાકૃતસાધ્યધર્મવિશેષણ પક્ષાભાસનું જાણવું. ૪૫.

(पं०) **एवमेतदि**त्यादि सूरिः ।

(पं०) **स्मर्त्तु**रिति अन्यस्य ॥४५॥

(टि०) **स्ववचने**त्यादि । **तस्ये**ति प्रमेयज्ञापकं प्रमाणमेव नास्तीति वदता नास्तिकादेर्मौनमेव कल्याणम् ॥ **तन्निराकृते**ति शब्दनिराकृतसाध्यधर्मविशेषणः । **अस्ये**ति स्ववचननिराकृतसाध्यधर्मविशेषणस्य । **भेदेने**ति पार्थक्येन **शिष्यधीमुषी**ति विनेयप्रतिभाप्रकटनार्थम् ।

(टि०) **तत्रे**ति त्रिषु पक्षाभासेषु । **अयं पक्ष** इति केनापि पुरा शरदादौ रसालः फलविकलः कलयांबभूवे कियत्यपि काले व्यतीते स विफल एव चूतः तस्य पुंसो देशान्तरं पर्यटतः स्मृतिपथमुपेयिवान् । अपरेण काननिकुञ्जविहारिणा स एव सहकारो वसन्ततौ फलकलितः कलयांचक्रे सोऽपि कालान्तरे तस्य फलिनः सस्मार सफलस्मरणेन विफलस्मृतिर्बाध्यते ॥ **तर्के**त्यादि ॥ **समीचीने**ति एष एतावान् पक्षः ॥४५॥

द्वितीयं पक्षाभासं सभेदमुपदर्श्य तृतीयमुपदर्शयन्ति---

**अनभीप्सितसाध्यधर्मविशेषणो यथा स्याद्वादिनः शाश्वतिक एव कलशादिरशाश्वतिक एव वेति वदतः ॥४६॥**

§१ स्याद्वादिनो हि सर्वत्रापि वस्तुनि नित्यत्वैकान्तः, अनित्यत्वैकान्तो वा नाभीप्सितः, तथापि कदाचिदसौ सभाक्षोभादिनैवमपि वदेत् । एवं नित्यः शब्द इति ताथागतस्य वदतः प्रकृतः पक्षाभासः।

§२ ये त्वप्रसिद्धविशेषणाप्रसिद्धविशेष्याप्रसिद्धोभयाः पक्षभासाः परैः प्रोचिरे, नामी समीचीनाः । अप्रसिद्धस्यैव विशेषणस्य साध्यमानत्वात्, अन्यथा सिद्धसाध्यताऽवतारात् । अथात्र सार्वत्रिकः प्रसिद्धयभावो विवक्षितो न तु तत्रैव धर्मिणि, यथा साङ्ख्यस्य विनाशित्वं क्वापि धर्मिणि न प्रसिद्धम्; तिरोभावमात्रस्यैव सर्वत्र तेनाभिधानात्, तदयुक्तम् । एवं सति क्षणिकतां साधयतो भवतः कथं नाप्रसिद्धविशेषणत्वं दोषो भवेत् ?, क्षणिकतायाः सपक्षे क्वाप्यप्रसिद्धेः ।

विशेष्यस्य तु धर्मिणः सिद्धिर्विकल्पादपि प्रतिपादितेति कथमप्रसिद्धताऽस्य ? एतेनाप्रसिद्धोभयोऽपि परास्तः ॥४६॥

દ્વિતીય પક્ષાભાસના ભેદો દર્શાવીને ત્રીજા પક્ષાભાસનું હવે નિરૂપણ કરે છે—

કલશાદિ શાશ્વત-(એકાંત નિત્ય) જ છે, અથવા અશાશ્વત-(એકાંત અનિત્ય) જ છે, એ પ્રમાણે બોલનાર જૈનની આ પ્રતિજ્ઞા-**અનભીપ્સિત સાધ્યધર્મવિશેષણ પક્ષાભાસનું ઉદાહરણ છે. ૪૬**

§૧ જૈનોને સમસ્ત પદાર્થોમાં એકાન્ત નિત્યત્વ કે એકાન્ત અનિત્યત્વ ઈષ્ટ નથી તો પણ સભાક્ષોભ આદિ કારણોથી એવું પણ બોલી જાય ત્યારે તેને આ દોષ આવે છે. એ જ રીતે શબ્દ નિત્ય છે, એવું બૌદ્ધ બોલી જાય ત્યારે તેનું તે કથન પણ આ જ દોષથી દૂષિત થાય છે.

૨ અને (૧) અપ્રસિદ્ધ વિશેષણ, (૨) અપ્રસિદ્ધ વિશેષ્ય, અને (૩) અપ્રસિદ્ધોભય-આ ત્રણ પક્ષાભાસ અન્ય દાર્શનિકોએ કહેલ છે તે યથાર્થ નથી. કારણ કે, અપ્રસિદ્ધ વિશેષણ પક્ષ તો સાધ્યમાન હોય છે અન્યથા, સિદ્ધસાધન દોષ આવશે

**શંકા**—પ્રસ્તુત પ્રકરણમાં પ્રસિદ્ધિનો અભાવ સાર્વત્રિક પક્ષ સપક્ષ અને વિપક્ષમાં વિવક્ષિત છે, પરન્તુ તે માત્ર ધર્મી(પક્ષ)માં વિવક્ષિત નથી, જેમકે-સાંખ્યને વિનાશિત્વ-(પક્ષ સપક્ષ કે વિપક્ષ રૂપ) કોઈ પણ ધર્મીમાં પ્રસિદ્ધ નથી, કારણ કે સાંખ્યને સર્વત્ર તિરોભાવ માત્ર જ માન્ય છે.

**સમાધાન—**એ કથન યોગ્ય નથી. કારણ કે, એ પ્રમાણે માનો તો-(અર્થાત્ પ્રસિદ્ધિનો અભાવ સાર્વત્રિક માનો તો-) ક્ષણિકતાને સિદ્ધ કરતાં તમને આ અપ્રસિદ્ધ વિશેષણત્વ દોષ કેમ નહિ આવે ? કારણ કે ક્ષણિકતા સપક્ષમાં કોઈ પણ સ્થળે પ્રસિદ્ધ નથી.

વિશેષ્યરૂપ ધર્મીની સિદ્ધિ તો વિકલ્પથી બતાવેલી જ છે, તો એ પ્રમાણે ધર્મીની અપ્રસિદ્ધિ કઈ રીતે થશે ? અર્થાત્ નહિ થાય.

ઉપર મુજબ બે પક્ષના ખંડનથી અપ્રસિદ્ધોભય પક્ષ પણ ખંડિત થયેલ જાણવો. ૪૬.

(પ૦) **परैरि**ति सौगतैः । **अथात्र सार्वत्रिक** इत्यादि परः । **विकल्पादपी**ति सुरभिगगनेन्दीवरम् ॥४६॥

(टि०) **अनभीप्सिते**त्यादि । **असावि**ति स्याद्वादवादी ॥ **एवमपी**ति एकान्तत्वमपि । **ताथागतस्ये**ति सौगतस्य ॥ **प्रकृत** इति अनभीप्सितसाध्यधर्मविशेषणः ।

(टि०) **परैरि**ति सौगतैः । **समीचीना** इति अमी त्रयोऽपि न युक्तियुक्ताः ॥ **अन्यथे**ति प्रसिद्धसाधने ॥ **अथात्रे**ति विशेषणे । सार्वत्रिक इति सर्वत्र सर्वेषु धर्म्मिषु भवः सार्वत्रिकः । **तत्रैवे**ति विवक्षिते धर्म्मिणि । **सर्वत्रे**ति सर्वेषु भावेषु । **तेने**ति सांख्येन । **अस्ये**ति विशेष्यस्य । **एतेने**ति विशेषणविशेष्ययोरप्रसिद्धत्वस्वदोषानराकरणेन ॥४६॥

पक्षाभासान्निरूप्य हेत्वाभासानाहुः—

**असिद्धविरुद्धानैकान्तिकास्त्रयो हेत्वाभासाः ॥४७॥**

§१ निश्चितान्यथाऽनुपपत्त्याख्यैकहेतुलक्षणविकलत्वेनाहेतवोऽपि हेतुस्थाने निवेशाद्धेतुवदाभासमाना हेत्वाभासाः ॥४७॥

तत्रासिद्धमभिदधति—

**यस्यान्यथानुपपत्तिः प्रमाणेन न प्रतीयते सोऽसिद्धः ॥४८॥**

§१ अन्यथाऽनुपपत्तेर्विपरीताया अनिश्चितायाश्च विरुद्धानैकान्तिकत्वेन कीर्त्तयिष्यमाणत्वादिह हेतुस्वरूपाप्रतीतिद्वारैकैवान्यथाऽनुपपत्त्यप्रतीतिरवशिष्टा द्रष्टव्याः हेतुस्वरूपाप्रतीतिश्चेयमज्ञानात्, सन्देहाद्, विपर्ययाद् वा विज्ञेया ॥४८॥

अथामुं भेदतो दर्शयन्ति—

**स द्विविध उभयासिद्धोऽन्यतरासिद्धश्च ॥४९॥**

§१ उभयस्य वादिप्रतिवादिसमुदायस्यासिद्धः, अन्यतरस्य वादिनः, प्रतिवादिनो वाऽसिद्धः ॥४९॥

तत्राद्यभेदं वदन्ति—

**उभयासिद्धो यथा परिणामी शब्दश्चाक्षुषत्वात् ॥५०॥**

§१ चक्षुषा गृह्यत इति चाक्षुषस्तस्य भावश्चाक्षुषत्वं तस्मात् । अयं च वादिप्रतिवादिनोरुभयोरप्यसिद्धः, श्रावणत्वाच्छब्दस्य ॥५०॥

પક્ષાભાસનું નિરૂપણ કર્યા પછી હેત્વાભાસનું નિરૂપણ—

**હેત્વાભાસ ત્રણ છે—અસિદ્ધ, વિરુદ્ધ, અને અનૈકાન્તિક. ૪૭**

§૧ 'નિશ્ચિતાન્યથાનુપપત્તિ' નામનું હેતુનું જે એક લક્ષણ છે, તે લક્ષણની વિકલતા-(અભાવ)થી હેતુરૂપ ન હોવા છતાં હેતુના સ્થાને નિવેશ થવાથી હેતુ જેવા જણાતા હોય તે બધા હેત્વાભાસ છે. ૪૭

અસિદ્ધ હેત્વાભાસનું લક્ષણ—

**જેની અન્યાથાનુપપત્તિ-(વ્યાપ્ત-અવિનાભાવ) પ્રમાણથી પ્રતીત ન હોય તે અસિદ્ધ હેત્વાભાસ છે. ૪૭**

૧ વિપરીત અન્યથાનુપપત્તિ અને અનિશ્ચિતઅન્યથાનુપપત્તિને કારણે અનુક્રમે વિરુદ્ધ હેત્વાભાસ અને અનૈકાન્તિક હેત્વાભાસ હવે પછી આગળ કહેવાશે, માટે અહીં અપ્રતીતિને કારણે માત્ર એક જ અપ્રતીત અન્યથાનુપપત્તિ બાકી કારણે જાણવી, અને હેતુની આ અપ્રતીતિ તે વિષેના અજ્ઞાનને કારણે, વિપર્યયને રહેલી અને સંશયને કારણે હોય છે એમ જાણવું. ૪૮

અસિદ્ધ હેત્વાભાસના પ્રકાર—

**અસિદ્ધ હેત્વાભાસ બે પ્રકારે છે—ઉભયાસિદ્ધ અને અન્યતરાસિદ્ધ. ૪૯.**

§૧ જે હેતુ વાદી પ્રતિવાદી ઉભયને અસિદ્ધ હોય તે ઉભયાસિદ્ધ છે અને જે હેતુ વાદી કે પ્રતિવાદી એ બન્નેમાંથી કોઈ એકને અસિદ્ધ હોય તે અન્યતરાસિદ્ધ છે ૪૯.

ઉભયાસિદ્ધ હેત્વાભાસનું ઉદાહરણ—

**ઉભયાસિદ્ધ જેમકે—શબ્દ પરિણામી છે, કારણ કે-તે ચાક્ષુષ (ચક્ષુનો વિષય) છે. ૫૦,**

§૧ ચક્ષુદ્વારા ગ્રહણ કરાય(-વિષય કરાય) તે 'ચાક્ષુષ'. તેનાથી ભાવમાં **त्व પ્રત્યય થવાથી** 'ચાક્ષુષત્વ' તેને હેતુમાં પંચમી વિભક્તિ થતાં 'ચાક્ષુષત્વાત્ **એ** રૂપ સિદ્ધ થયું. આ 'ચાક્ષુષત્વ' હેતુ ઉભયાસિદ્ધ હેત્વાભાસનું ઉદાહરણ **છે.** કારણ કે, વાદી પ્રતિવાદી બન્નેને મને શબ્દ શ્રવણનો જ વિષય છે પરંતુ ચક્ષુનો વિષય નથી. ૫૦.

द्वितीयं भेदं वदन्ति—

**अन्यतरासिद्धो यथा अचेतनास्तरवो विज्ञानेन्द्रियायुर्निरोधलक्षणमरणरहितत्वात् ॥५१॥**

§१ तायागतो हि तरूणामचैतन्यं साधयन् विज्ञानेन्द्रियायुर्निरोधलक्षणमरणरहितत्वादिति हेतूपन्यासं कृतवान् । स च जैनानां तरुचैतन्यवादिनामसिद्धः । तदागमे[1] द्रुमेष्वपि विज्ञानेन्द्रियायुषां प्रमाणतः प्रतिष्ठितत्वात् । इदं च प्रतिवाद्यसिद्धयपेक्षयोदाहरणम् ।

§१ **वाद्यसिद्धयपेक्षया तु** अचेतनाः सुखादयः, उत्पत्तिमत्त्वादिति । **अत्र हि** वादिनः सांख्यस्योत्पत्तिमत्त्वमप्रसिद्धम्, तेनाविर्भावमात्रस्यैव सर्वत्र स्वीकृतत्वात् ॥१॥

१ गमेषु-इति टिप्पणसंमत. पाठः ।

અન્યતરાસિદ્ધ હેત્વાભાસનું ઉદાહરણ—

**અન્યતરાસિદ્ધ જેમકે—વૃક્ષો અચેતન છે, કારણ કે, વિજ્ઞાન-ઈન્દ્રિય અને આયુષ્યના નિરોધ (સમાપ્તિ) રૂપ મરણથી રહિત છે. ૫૧.**

§૧ વૃક્ષોમાં અચેતનતા સિદ્ધ કરવાને 'વિજ્ઞાન, ઈન્દ્રિય અને આયુના વિરોધ'રૂપ હેતુનો બૌદ્ધોએ પ્રયોગ કરેલ છે. પરંતુ વૃક્ષોમાં ચૈતન્ય માનનાર જૈનોને આ હેતુ અસિદ્ધ છે. કારણ કે-જૈનોના આગમોમાં વૃક્ષોમાં પણ વિજ્ઞાન ઈન્દ્રિય અને આયુષ્ય એ પ્રમાણથી સિદ્ધ કરેલ છે, તેથી આ ઉદાહરણ પ્રતિવાદી જૈનોની અપેક્ષાએ અન્યતરાસિદ્ધ હેત્વાભાસનું છે એમ સમજવું.

'સુખાદિ અચેતન છે, કારણ કે, તે ઉત્પત્તિમાન છે.' આ અનુમાનમાં કહેવાયેલ ઉત્પત્તિમાન હેતુ વાદી સાંખ્યની અપેક્ષાએ અસિદ્ધ છે. કારણ કે, તેઓ સર્વત્ર માત્ર આવિર્ભાવ જ માને છે. માટે વાદી સાંખ્યની અપેક્ષાએ આ ઉદાહરણ અન્યતરાસિદ્ધ હેત્વાભાસનું જાણવું.

(टि०) **अन्यतरे**त्यादिः ॥ **स चे**ति हेतुः । **तदागमे**ष्विति जैनसिद्धान्तेषु । नन्वपक्षधर्मो हेतुरसिद्धः स्यात् । तदत्र विज्ञानेन्द्रियायुर्निरोधलक्षणमरणरहितत्व तरुधर्म्मः । तत्कथमसिद्धतादोषः स्यात् ? उच्यते, जैनस्य विज्ञानेद्रियायुर्निरोधलक्षणमरणत्वं प्रमाणप्रतिष्ठसिद्धमित्यपक्षधर्म्मता- स्येति । केवल जैनस्य तरोर्विज्ञानेन्द्रियायुर्निरोधलक्षणमरणरहितत्वं तावदसिद्धं यावत्परपक्षव्युदास- द्वारेण प्रमाणतो न व्यवस्थाप्यते । अत एवान्यतरासिद्धो वस्तुवृत्त्या हेतुरेव । केवलं पक्षधर्म्म- तया परेणाप्रतिपन्नत्वात् असिद्धबुद्धिं जनयति । प्रतिपादिते च प्रमाणतः पक्षधर्म्मत्वे ततः साध्यसिद्धेर्भावाद्धेतुरेवेति । अत एव न्यायशास्त्र उक्तं यथा—''यदा वादी सम्यग् हेतु प्रतिपद्य- मानोऽपि पक्षधर्मत्वादितत्समर्थनन्यायविस्मरणादिनिमित्तेन प्रतिवादिनं प्राश्निकान् वा बोधयितुं न शक्नोति तदान्यतरासिद्धत्वमिति'' (पृ० १०७) इति ''नन्वन्यतरासिद्धो हेत्वाभास एव नास्ति' इत्यादि [पृ० १०७] पूर्वपक्षनिरासे वृत्तिकार एव स्वयं विधास्यति । पूर्वपक्ष एते भेदा भवद्भिः कथं नाभिहिता इति यावद् ज्ञेयाः ॥

§२ नन्वित्थमसिद्धप्रकारप्रकाशनं परैश्चक्रे—स्वरूपेणासिद्धः, स्वरूपं वाऽसिद्धं यस्य सोऽयं स्वरूपासिद्धः, यथा अनित्यः शब्दः, चाक्षुषत्वादिति । ननु चाक्षषत्वं रूपादावस्ति, तेनास्य व्यधिकरणासिद्धत्वं युक्तम्, न, रूपाद्यधिकरणत्वेनाप्रतिपादितत्वात् । शब्दधर्मिणि चोपदिष्टं चाक्षुषत्वं न स्वरूपतोऽस्तीति स्वरूपासिद्धम् ॥१॥

§३ विरुद्धमधिकरणं यस्य स चासावसिद्धश्चेति व्यधिकरणासिद्धो यथा, अनित्यः शब्दः, पटस्य कृतकत्वादिति । ननु शब्देऽपि कृतकत्वमस्ति, सत्यं, न तु तथा प्रतिपादितम् । नचान्यत्र प्रतिपादितमन्यत्र सिद्धं भवति । मीमांसकस्य वा कुर्वतो व्यधिकरणासिद्धम् ॥२॥

§૨ અસિદ્ધ હેત્વાભાસના ઉપરોક્ત બે ભેદ સિવાયના અન્ય દર્શનકારોએ બતાવેલ ભેદો નીચે પ્રમાણે—(૧) સ્વરૂપાસિદ્ધ-સ્વરૂપથી અસિદ્ધ=સ્વરૂપાસિદ્ધ,

१ तदागमे इति मूले पाठः ।

અથવા જેનું સ્વરૂપ અસિદ્ધ છે, તે સ્વરૂપાસિદ્ધ, જેમકે—શબ્દ અનિત્ય છે, કારણ કે-તે (ચક્ષુનો વિષય) છે.

શંકા—'ચાક્ષુષત્વ' ભલે શબ્દમાં ન હોય પણ રૂપાદિમાં છે માટે આ હેતુને વ્યધિકરણાસિદ્ધ કહેવો જોઈએ.

**સમાધાન**—પ્રસ્તુતમાં તે હેતુનું રૂપાદિ અધિકરણ છે, એવું જણાવેલ નથી અને શબ્દરૂપ ધર્મી (પક્ષ)માં 'ચાક્ષુષત્વ' જણાવેલ છે, છતાં તે તેમાં સ્વરૂપથી છે જ નહિ, માટે આ હેતુ સ્વરૂપાસિદ્ધ છે.

§૩ (૨) **વ્યધિકરણાસિદ્ધ**—જે (હેતુ)નું અધિકરણ પક્ષથી જુદું જ હોય તે હેતુ વ્યધિકરણાસિદ્ધ કહેવાય છે. જેમકે—શબ્દ અનિત્ય છે, કારણ કે, પટ કૃતક (કાર્ય અનિત્ય) છે.

શંકા—કૃતકત્વ તો શબ્દમાં પણ છે, તો આ હેતુ વ્યધિકરણ કેમ કહેવાય?

સમાધાન—સાચી વાત, શબ્દમાં કૃતકત્વ છે, પણ તે રીતે-એટલે કે-'શબ્દ કૃતક છે' એ પ્રમાણે જણાવેલ નથી અને કોઈ એક સ્થળે પ્રતિપાદન કરેલ કૃતકત્વ બીજે કોઈ સ્થળે સિદ્ધ થતું નથી. માટે આ હેતુ વ્યધિકરણાસિદ્ધ છે.

(૫૦) **इत्थमि**ति वक्ष्यमाणप्रकारेण । **तेने**ति हेतुना । **न रूपादी**त्यादि सूरिः । **अप्रतिपादितत्वादि**ति रूपे चाक्षुषत्वादित्यप्रयोगात् । **न तु तथा प्रतिपादितमि**ति तेन वादिना । **अन्यत्र** पटादौ । **अन्यत्रे**ति शब्दे ।

(टि०) **ननु चाक्षुषत्वमि**त्यादि । **अस्ये**ति चाक्षुषत्वादिति हेतोः । **रूपाद्यधिकरणे**ति, अनित्यः शब्दो रूपादीनां चाक्षुषत्वादित्येवमनङ्गीकारात् ॥

**विरुद्धमि**त्यादि ॥ अधिकरणमिति आश्रयः । **मीमांसकस्ये**ति मीमांसको हि शब्दे नित्यत्वमेव प्रत्यपीपदत् तस्य शब्दधर्मिणि कृतकत्वमाचक्षाणस्य प्रकृतदोषोपद्रवः ।

§४ विशेष्यमसिद्धं यस्यासौ विशेष्यासिद्धो यथा, अनित्यः शब्दः, सामान्यवत्त्वे सति चाक्षुषत्वात् ॥३॥

§५ विशेषणासिद्धो यथा, अनित्यः शब्दः, चाक्षुषत्वे सति सामान्यवत्त्वात् ॥४॥

§६ पक्षैकदेशासिद्धपर्यायः पक्षभागेऽसिद्धत्वात् भागासिद्धो यथा, अनित्यः शब्दः, प्रयत्नानन्तरीयकत्वात् । ननु च वाग्वादिसमुत्थशब्दानामपीश्वरप्रयत्नपूर्वकत्वात्[1] कथं भागासिद्धत्वम्? । नैतत्, प्रयत्नस्य तीव्रमन्दादिभावानन्तरं शब्दस्य तथाभावो हि प्रयत्नानन्तरीयकत्वं विवक्षितम् । नचेश्वरप्रयत्नस्य तीव्रादिभावोऽस्ति, नित्यत्वात् । अनभ्युपगतेश्वरं प्रति वा भागासिद्धत्वम् ॥५॥

§૪ (૩) **વિશેષ્યાસિદ્ધ**—જે હેતુનું વિશેષ્ય અસિદ્ધ હોય તે વિશેષ્યાસિદ્ધ કહેવાય છે. જેમકે-શબ્દ અનિત્ય છે, કારણ કે-સામાન્યવાળો છતાં ચક્ષુનો વિષય છે. અહીં હેતુમાં વિશેષ્યરૂપ 'ચક્ષુનો વિષય' અંશ શબ્દમાં અસિદ્ધ છે. માટે આ હેતુ વિશેષ્યાસિદ્ધ છે.

1 वाय्वादि मु°

§૫ (૪) **विशेषणासिद्ध**—જે હેતુનું વિશેષણ અસિદ્ધ હોય તે વિશેષણા-સિદ્ધ છે. જેમકે-શબ્દ અનિત્ય છે, કારણ કે-ચક્ષુનો વિષય છતાં સામાન્યવાન્ છે. અહીં હેતુમાં 'ચક્ષુનો વિષય' એ વિશેષણ અસિદ્ધ છે, માટે આ હેતુ વિશેષણાસિદ્ધ છે.

§૬ (૫) **भागासिद्ध**—જે હેતુ પક્ષના કોઈ એક ભાગમાં ન રહે તે ભાગા-સિદ્ધ કહેવાય છે, તેનું પર્યાયવાચી નામ 'પક્ષૈકદેશાસિદ્ધ' છે. જેમકે—શબ્દ અનિત્ય છે; કારણ કે-પ્રયત્ન-(ચેતનાવાનના વ્યાપાર) પછી થનારો છે.

**શંકા**—વાયુ આદિના શબ્દો પણ ઇશ્વરપ્રયત્નપૂર્વક હોવાથી ભાગાસિદ્ધ કઈ રીતે થશે ?

**સમાધાન**—પ્રયત્નમાં તીવ્ર-મંદાદિ ભાવો થયા પછી શબ્દમાં તીવ્ર-મંદાદિ ભાવ થાય છે. એ પ્રકારનું પ્રયત્ન પછી થવાનું અહીં વિવક્ષિત છે અને ઈશ્વર-પ્રયત્નમાં તો તીવ્રમંદાદિ ભાવો નથી. કારણ કે, ઈશ્વરપ્રયત્ન નિત્ય છે, અર્થાત્ વાયુ આદિના શબ્દમાં તીવ્રમંદતા હોવાથી તે ઈશ્વરપ્રયત્નજન્ય હોઈ શકે નહિ. અથવા જેઓ ઈશ્વરને નથી માનતા તેઓની અપેક્ષાએ આ હેતુ ભાગા-સિદ્ધ છે. કારણ કે, મેઘગર્જના, વાયુનો સુસવાટ આદિ શબ્દોમાં ચેતનાવાન્નો વ્યાપાર નથી. માટે તે શબ્દના તે ભાગમાં હેતુનો અભાવ છે.

(प०) **वाय्वादिसमुत्थशब्दाना**मिति शुकशुकादिशब्दानाम्। **नैतदित्यादि** सूरिः। **तथे**ति तीव्रमन्दादितया। **प्रयत्नानन्तरीयकत्व**मिति न च शुकशुकादिशब्देषु प्रयत्नानन्तरी-यकत्वम्।

(टि०) **विशेष्यमि**त्यादि ॥ चाक्षुषत्वं विशेष्यं शब्दधर्म्मिण्यसिद्धम् ॥

**पक्षैकदेशे**त्यादि ॥ भागासिद्धस्य पक्षैकदेशासिद्ध इत्यप्यपरं नामेत्यर्थः ॥ **ननु चे**ति विशिष्ट-मनुजादिविहितो ध्वनिः प्रयत्नाऽनन्तरीयकः वाय्वादिभवोऽप्रयत्नान्ततरीयकः। वाय्वादिसमुत्थानां शब्दाना प्रयत्नानन्तरीयकत्वं साधयितुं परः पूर्वपक्षमाचष्टे ॥ **तथाभाव** इति तीव्रमन्दत्वा-दिभावः। **नित्यत्वादि**ति नित्यमेकस्वभावमेव स्यात्। न तीव्रोऽयं मन्दोयमिति प्रतीतेरव-काशः। **अनभ्युपगते**ति **जैनं सौगतं लोकायतं** वा प्रति। एते हीश्वरप्रयत्नपूर्विकां सृष्टिं न प्रतिपद्यन्ते ॥ तथाहि—

अदृष्टकर्म्मयोगेन जीवाः स्युः सुखदुःखिणः। अद्रिद्रुमेरोपमर्त्त्याभाः सुरनारकदानवाः ॥१॥

नास्तिकमतमत्यासितुमदृष्टशब्दप्रयोगः। अदृष्टस्येश्वरवाचकत्वात्तत्प्रक्षेपाय कर्म्मेति प्रयोग इति जैनाः।

परस्परविभिन्नैश्चाणुभिर्विश्वमुदीयते। क्षणिकं चेतनायुक्तं वासनातः स्थिरज्ञता: ॥२॥ इति सौगताः।

कायाकारपरिणतैर्भूतैश्चैतन्यकारिभिः। पृथ्व्याप्तेजोमरुत्प्रत्ययैर्विश्वमुत्पद्यतेऽखिलम् ॥

इति लोकायताः।

§૭ आश्रयासिद्धो यथा, अस्ति प्रधानं, विश्वस्य परिणामिकारणत्वात् ॥६॥

§૮ आश्रयैकदेशासिद्धो यथा, नित्याः प्रधानपुरुषेश्वराः, अकृतकत्वात्। अत्र जैनस्य पुरुषः सिद्धो न प्रधानेश्वरौ ॥८॥

§९ सन्दिग्धाश्रयासिद्धो यथा, गोत्वेन सन्दिह्यमाने गवये आरण्यकोऽयं गौः, जनदर्शनोत्पन्नत्रासत्वात् ॥८॥

§१० सन्दिग्धाश्रयैकदेशासिद्धो यथा, गोत्वेन सन्दिह्यमाने गवये गवि च आरण्यकावेतौ गावौ, जनदर्शनोत्पन्नत्रासत्वात् ॥९॥

§११ आश्रयसन्दिग्धवृत्त्यसिद्धो यथा, आश्रयहेत्वोः स्वरूपनिश्चये आश्रये हेतुवृत्तिसंशये मयूरवानयं प्रदेश, केकायितोपेतत्वात् ॥१०॥

§૭ (૬) **આશ્રયાસિદ્ધ**—જે હેતુનો આશ્રય-પક્ષ અસિદ્ધ હોય તે આશ્રયાસિદ્ધ કહેવાય છે. જેમકે-પ્રધાન છે. કારણ કે તે વિશ્વનું પરિણામી કારણ છે. અહીં પ્રધાનરૂપ આશ્રય પક્ષ અસિદ્ધ છે.

§૮ (૭) **આશ્રયૈકદેશાસિદ્ધ**—જે હેતુ આશ્રયના એક દેશમાં અસિદ્ધ હોય તે આશ્રયૈકદેશાસિદ્ધ કહેવાય છે, જેમકે-પ્રધાન પુરુષ અને ઈશ્વર નિત્ય છે, કારણ કે-તે અકૃતક છે-(કાર્યરૂપ નથી.) આ સ્થળે જૈનોને પુરુષ-(આત્મા) સિદ્ધ છે પણ પ્રધાન અને ઈશ્વર સિદ્ધ નથી. અર્થાત્ અહીં આશ્રય (પક્ષ)નો એક દેશ અસિદ્ધ છે, માટે આ હેત્વાભાસ આશ્રયૈકદેશાસિદ્ધ રૂપ છે.

§૯ (૮) **સન્દિગ્ધાશ્રયાસિદ્ધ**—જે હેતુનો આશ્રય સંદિગ્ધ હોય તે-સંદિગ્ધાશ્રયાસિદ્ધ કહેવાય છે. જેમકે- ગોત્વરૂપે સંદેહનો વિષય કરાતા ગવયમાં આ જંગલી ગાય છે, કારણ કે-તે લોકોને જોવાથી ભય પામે છે. આ સ્થળે વાસ્તવ રૂપે આશ્રય તો ગવય છે, પણ તેમાં ગોનો સંદેહ કરીને તેને સાધ્ય બનાવ્યું નથી ગોત્વરૂપ સાધ્ય સંદિગ્ધ છે માટે આ હેત્વાભાસ સંદિગ્ધાશ્રયાસિદ્ધ કહેવાય છે,

§૧૦ (૯) **સન્દિગ્ધાશ્રયૈકદેશાસિદ્ધ**—જે હેતુના આશ્રયનો એક દેશ સંદિગ્ધ હોય તે સંદિગ્ધાશ્રયૈકદેશાસિદ્ધ છે, જેમકે ગોત્વરૂપે સંદેહના વિષય કરાતા ગવય અને ગોમાં-આ બન્ને જંગલી-ગાયો છે. કારણ કે લોકોને જોવાથી તે ત્રાસ (ભય) પામે છે, અહીં આશ્રય(પક્ષ) ગવય અને ગો બન્ને છે, આશ્રયના એક અંશરૂપ ગોમાં ગોત્વ સાધ્ય છે પણ ગવયરૂપ અંશમાં ગોત્વસાધ્ય સંદિગ્ધ છે, માટે આ હેત્વાભાસ સંદિગ્ધાશ્રયૈકદેશાસિદ્ધ કહેવાય છે.

§૧૧ (૧૦) **આશ્રયસંદિગ્ધવૃત્ત્યસિદ્ધ**—આશ્રયમાં હેતુની વૃત્તિ(રહેવા)નો સંદેહ હોય ત્યારે તે હેતુ આશ્રયસન્દિગ્ધવૃત્ત્યસિદ્ધ કહેવાય છે, અર્થાત્ આશ્રય અને હેતુના સ્વરૂપનો નિશ્ચય હોવા છતાં હેતુ આશ્રય(પક્ષ)માં છે કે નહિ એવો સંશય ત્યારે આ હેત્વાભાસ બને છે, જેમકે-આ પ્રદેશ મયૂરવાળો છે, કારણ કે, કેકા-અવાજથી યુક્ત છે; આમાં આશ્રયમાં હેતુની સત્તા અંગે પ્રમાતા જ્યારે સંદિગ્ધ હોય ત્યારે આ આશ્રયસંદિગ્ધવૃત્ત્યસિદ્ધ નામનો હેત્વાભાસ છે, એમ સમજવું.

**आश्रयेत्यादि** ॥ **प्रधानमि**ति प्रकृतिः । सत्त्वरजस्तमसां साम्याऽवस्था प्रकृतिः । सा च विश्वाकारेण परिणतेति ॥

**आश्रयके**त्यादि ॥ **प्रधाने**ति प्रकृत्यात्मशङ्कराः । **अत्रे**ति पक्षीकृतत्रये ।

**आश्रयसंदिग्धे**त्यादि ॥ **आश्रये**ति प्रदेशकेकायितत्वयोः, विवक्षितप्रदेशे मयूरोऽस्ति न वा इति निश्चयाभावात् ।

§१२ आश्रयैकदेशसन्दिग्धवृत्त्यसिद्धो यथा, आश्रयहेत्वोः स्वरूपनिश्चये सत्ये-वाश्रयैकदेशे हेतुवृत्तिसंशये मयूरवन्तावेतौ सहकारकर्णिकारौ, तत एव ॥११॥

§१३ व्यर्थविशेषणासिद्धो यथा, अनित्यः शब्दः, सामान्यवत्त्वे सति कृत-कत्वात् ॥१२॥

§१४ व्यर्थविशेष्यासिद्धो यथा, अनित्यः शब्दः, कृतकत्वे सति सामान्य-वत्त्वात् ॥१३॥

§१५ सन्दिग्धासिद्धो यथा, धूमबाष्पादिविवेकानिश्चये कश्चिदाह–वह्निमानयं प्रदेशः, धूमवत्त्वात् ॥१४॥

§૧૨ (૧૧) **आश्रयैकदेशसन्दिग्धवृत्त्यसिद्ध**—આશ્રયના એક દેશમાં હેતુની વૃત્તિનો સન્દેહ હોય ત્યારે તે હેતુ 'આશ્રૈયકદેશસન્દિગ્ધવૃત્ત્યસિદ્ધ' કહેવાય છે, અર્થાત્ આશ્રય અને હેતુના સ્વરૂપનો નિશ્ચય હોવા છતાં આ આશ્રયના એક દેશમાં હેતુ છે કે નહિ એવો સંશય થાય ત્યારે આ હેત્વાભાસ થાય છે, જેમકે-આ આંબો અને કણેર મયૂરવાળાં છે, કારણ કે-કેકાના અવાજવાળાં છે, આ અનુમાનમાં આશ્રયરૂપ આમ્રવૃક્ષ અને કણેરમાંથી કોઈ એકમાં કેકારૂપ હેતુની સત્તાનો પ્રમાતાને સંશય છે માટે આ આશ્રૈયકદેશસન્દિગ્ધવૃત્ત્યસિદ્ધ હેત્વાભાસ થયો.

§૧૩ (૧૨) **व्यर्थविशेषणासिद्ध**--જે હેતુનું વિશેષણ વ્યર્થ હોય તે 'વ્યર્થ વિશેષણાસિદ્ધ' નામનો હેત્વાભાસ છે. જેમકે-શબ્દ અનિત્ય છે, કારણ કે-સામાન્ય-વાળો છતાં કૃતક છે, આ અનુમાનના હેતુમાં 'સામાન્યવાળો' એ અંશરૂપ વિશે-ષણ વ્યર્થ છે, માટે આ વ્યર્થવિશેષણાસિદ્ધ હેત્વાભાસ છે.

§૧૪ (૧૩) **व्यर्थविशेष्यासिद्ध**--જે હેતુનું વિશેષ્ય વ્યર્થ હોય તે વ્યર્થ-વિશેષ્યાસિદ્ધ હેત્વાભાસ છે, જેમકે-શબ્દ અનિત્ય છે કારણ કે-કૃતક હોઈને સામાન્યવાન્ છે. આ અનુમાનના હેતુમાં સામાન્યવાન્ એ વિશેષ્ય અંશ વ્યર્થ છે, માટે આ વ્યર્થવિશેષ્યાસિદ્ધ હેત્વાભાસ છે

§૧૫ (૧૪) **सन्दिग्धासिद्ध**--હેતુના સ્વરૂપનો નિશ્ચય ન હોય ત્યારે સંદિગ્ધાસિદ્ધ હેત્વાભાસ થાય છે, જેમકે-ધૂમ કે બાષ્પાદિ-(વરાળ)નો વિવેક દ્વારા નિશ્ચય નહિ હોવા છતાં કોઈ પ્રમાતા કહે કે-આ પ્રદેશ અગ્નિવાળો છે, કારણ કે-તે ધૂમવાળો છે, આવું બોલવા છતાં આ અનુમાનમાં કહેલ હેતુના સ્વરૂપમાં જ નિશ્ચય ન હોવાથી આ સંદિગ્ધાસિદ્ધ હેત્વાભાસ છે.

(५०) **तत एवे**ति केकायितोपेतत्वात् । **सामान्यवत्त्वे** इति सामान्यं तु न सामान्यवत् ।

**आश्रयैकेत्यादि** ॥ **तत एवेति** केकायितत्वोपेतत्वादेव सहकारे कर्णिकारे वा केकी वर्त्तते । उभयत्र शिखिद्वयं यास्तीति केकायितत्वेन निश्चयानुत्पत्तेः ।

**धूमबाष्पेत्यादि** ॥ निश्चितो हि धूमो धूमध्वजं गिरौ गमयति नाऽनिश्चितः ।" इति वचनात् संदिग्धासिद्धत्वं धूमवत्त्वस्य ॥

§१६ संदिग्धविशेष्यासिद्धो यथा, अद्यापि रागादियुक्तः कपिलः, पुरुषत्वे सत्यद्याप्यनुत्पन्नतत्त्वज्ञानत्वात् ॥१५॥

§१७ संदिग्धविशेषणासिद्धो यथा, अद्यापि रागादियुक्तः कपिलः, सर्वदा तत्त्वज्ञानरहितत्वे सति पुरुषत्वात् ॥१६॥

§१८ एकदेशासिद्धो यथा, प्रागभावो वस्तु, विनाशोत्पादधर्मकत्वात् ॥१७॥

§१९ विशेषणैकदेशासिद्धो यथा, तिमिरमभावस्वभावं, द्रव्यगुणकर्मातिरिक्तत्वे सति कार्यत्वात् । अत्र जैनान् प्रति तिमिरे द्रव्यातिरेको न सिद्धः ॥१८॥

§२० विशेष्यैकदेशासिद्धो यथा, तिमिरमभावस्वभावं, कार्यत्वे सति द्रव्यगुणकर्मातिरिक्तत्वात् ॥१९॥

§२१ संदिग्धैकदेशासिद्धो यथा, नायं पुरुषः सर्वज्ञः, रागवक्तृत्वोपेतत्वात् । अत्र लिङ्गादनिश्चिते रागित्वे सन्देहः ॥२०॥

§२२ संदिग्धविशेषणैकदेशासिद्धो यथा, नायं पुरुषः सर्वज्ञः, रागवक्तृत्वोपेतत्वे सति पुरुषत्वात् ॥२१॥

§१६ (१५) **सन्दिग्धविशेष्यासिद्ध**—જે હેતુના વિશેષ્યમાં નિશ્ચય ન હોય તે સંદિગ્ધવિશેષ્યાસિદ્ધ છે, જેમકે કે કપિલ હજુ પણ રાગાદિથી યુક્ત છે, કારણ કે-પુરુષ હોવા છતાં હજુ તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થયું નથી. આ અનુમાનના હેતુમાં 'હજી પણ' ઈત્યાદિ વિશેષ્યનો નિશ્ચય નથી. કારણ કે-કોઈના જ્ઞાનરૂપ અભ્યન્તર પરિણામ આપણાથી જાણી શકાતો નથી, માટે આ સંદિગ્ધવિશેષ્યાસિદ્ધ હેત્વાભાસ છે.

§૧૭ (૧૬) **सन्दिग्धविशेषणासिद्ध**—જે હેતુના વિશેષણમાં નિશ્ચય ન હોય તે સંદિગ્ધવિશેષણાસિદ્ધ છે. જેમકે કપિલ હજી રાગાદિ યુક્ત છે, કારણ કે-સર્વદા તત્ત્વાજ્ઞાન રહત છતાં પુરુષ છે. આ અનુમાનના હેતુમાં 'સર્વદા તત્ત્વજ્ઞાન રહિત છતાં એ અંશરૂપ વિશેષણનો નિશ્ચય નથી, માટે આ સંદિગ્ધવિશેષણાસિદ્ધ હેત્વાભાસ થયો.

§૧૮ (૧૭) **एकदेशासिद्ध**-જે હેતુનો એક દેશ અસિદ્ધ હોય તે એકદેશાસિદ્ધ છે. જેમકે-પ્રાગભાવ વસ્તુ છે. કારણ કે, તે વિનાશ અને ઉત્પત્તિવાળો છે. પ્રાગભાવની ઉત્પત્તિ નથી, પણ વિનાશ છે, તેથી હેતુનો એક દેશ અસિદ્ધ હોઈ તે એકદેશાસિદ્ધ હેત્વાભાસ થયો.

§૧૯ (૧૮) **विशेषणैकदेशासिद्ध**--જે હેતુના વિશેષણનો એક દેશ અસિદ્ધ હોય તે વિશેષણૈકદેશાસિદ્ધ કહેવાય છે, જેમકે–અંધકાર અભાવ સ્વરૂપ છે, કારણ કે, તે દ્રવ્ય, ગુણ અને કર્મથી ભિન્ન હોવા છતાં કાર્યરૂપ છે, તિમિર દ્રવ્યથી અતિરિક્ત-(ભિન્ન) છે, એ કથન જૈનોને સિદ્ધ નથી, માટે એ હેતુના વિશેષણનો એક દેશ તેમને સિદ્ધ નથી માટે આ વિશેષણૈકદેશાસિદ્ધ હેત્વાભાસ થયો.

§૨૦ (૧૯) **विशेष्यैकदेशासिद्ध**—જે હેતુના વિશેષ્યનો એક દેશ અસિદ્ધ હોય તે વિશેષ્યૈકદેશાસિદ્ધ છે, જેમકે-અંધકાર અભાવ સ્વરૂપ છે, કારણ કે- કાર્ય હોય ને દ્રવ્ય, ગુણ કર્મથી ભિન્ન છે, જૈનોને હેતુના વિશેષ્યમાંથી 'દ્રવ્યથી ભિન્ન છે' એ અંશ પ્રસિદ્ધ નથી, માટે આ વિશેષ્યૈકદેશાસિદ્ધ હેત્વાભાસ થયો.

§૨૧ (૨૦) **सन्दिग्धैकदेशासिद्ध**—જે હેતુનો એક દેશ અનિશ્ચિત હોય તે સંદિગ્ધૈકદેશાસિદ્ધ કહેવાય છે. જેમકે–આ પુરુષ સર્વજ્ઞ નથી કારણ કે, રાગ અને વકતૃત્વયુક્ત છે. અહીં એ હેતુમાંનો 'રાગ' અંશ નિશ્ચિત નથી અર્થાત્ તેમાં સંદેહ છે, માટે આ સંદિગ્ધૈકદેશાસિદ્ધ હેત્વાભાસ થયો.

§૨૨ (૨૧) **सन्दिग्धविशेषणैकदेशासिद्ध**—જે હેતુના વિશેષણનો એક દેશ અનિશ્ચિત હોય તે સંદિગ્ધવિશેષણૈકદેશાસિદ્ધ છે, જેમકે-આ પુરુષ સર્વજ્ઞ નથી કારણ કે-રાગ અને વકતૃત્વથી યુક્ત હોઈને પુરુષ છે. અહીં હેતુના વિશેષણનો રાગરૂપ એક દેશ અનિશ્ચિત હોવાથી તેમાં સંદેહ છે, માટે આ સન્દિગ્ધવિશેષણૈકદેશાસિદ્ધ હેત્વાભાસ થયો.

(टि०) **अद्यापीत्यादि** ॥ **पुरुषत्वे** इति अचेतनैः स्तम्भादिभिर्व्यभिचारपरीहारार्थं पुरुषत्वे सतीति विशेषणोपादानम् ।

**एकदेशेति** प्रागभावो विनाशी नोत्पदिष्णुः, अनादिसान्तत्वात् तस्या उत्पत्तिरसिद्धा । **अत्र जैनानित्यादि** ॥ जैनास्तमोद्रव्यस्वरूपमाम्नासषुः ।

§२३ सन्दिग्धविशेष्यैकदेशासिद्धो यथा, नायं पुरुषः सर्वज्ञः पुरुषत्वे सति रागवक्तृत्वोपेतत्वात् ॥२२॥

§२४ व्यर्थैकदेशासिद्धो यथा, अग्निमानयं पर्वतप्रदेशः, प्रकाशधूमोपेतत्वात् ॥२३॥

§२५ व्यर्थविशेषणैकदेशासिद्धो यथा, गुणः शब्दः, प्रमेयत्वसामान्यवत्त्वे सति बाह्यैकेन्द्रियग्राह्यत्वात् । अत्र बाह्यैकेन्द्रियग्राह्यस्यापि रूपत्वादिसामान्यस्य गुणत्वाभावाद् व्यभिचारपरिहाराय सामान्यवत्त्वे सतीति सार्थकम्; प्रमेयत्वं तु व्यर्थम् ॥२४॥

§२६ व्यर्थविशेष्यैकदेशासिद्धो यथा, गुणः शब्दो बाह्यैकेन्द्रियग्राह्यत्वे सति प्रमेयत्वसामान्यवत्त्वात् ॥२५॥

§२७ एवमन्येऽप्येकदेशासिद्धयादिद्वारेण भूयांसोऽसिद्धभेदाः स्वयमभ्यूह्य वाच्याः । उदाहरणेषु चैतेषु दूषणान्तरस्य सम्भवतोऽप्यप्रकृतत्वादनुपदर्शनम् । त एते भेदा भवद्भिः कथं नाभिहिताः ? ॥२७॥

§૨૩ (૨૨) **सन्दिग्धविशेष्यैकदेशासिद्ध**—જે હેતુના વિશેષ્યનો એક દેશ અનિશ્ચિત હોય તે સંદિગ્ધવિશેષ્યૈકદેશાસિદ્ધ કહેવાય છે, જેમકે–આ પુરુષ સર્વજ્ઞ નથી, કારણ કે, પુરુષ હોવા છતાં રાગ અને વકતૃત્વથી યુક્ત છે. અહીં હેતુના વિશેષ્યમાંનો રાગ અંશ એટલે આ સન્દિગ્ધવિશેષ્યૈકદેશાસિદ્ધ હેત્વાભાસ થયો.

§૨૪ (૨૩) **व्यर्थैकदेशासिद्ध**—જે હેતુનો એક દેશ વ્યર્થ (નિષ્પ્રયોજન) હોય તે–વ્યર્થૈકદેશાસિદ્ધ છે, જેમકે આ પર્વત પ્રદેશ અગ્નિવાળો છે, કારણ કે તે પ્રકાશ અને ધૂમથી યુક્ત છે આ અનુમાનના હેતુમાં 'પ્રકાશ' અંશ વ્યર્થ (નિષ્ફળ) છે, માટે આ વ્યર્થૈકદેશાસિદ્ધ હેત્વાભાસ થયો.

§૨૫ (૨૪) **व्यर्थविशेषणैकदेशासिद्ध**—જે હેતુના વિશેષણનો એક દેશ વ્યર્થ–નિષ્ફળ હોય તે વ્યર્થવિશેષણૈકદેશાસિદ્ધ છે, જેમકે–શબ્દ ગુણ છે, કારણ કે, પ્રમેયરૂપ અને સામાન્યવાન્ છતાં બાહ્ય એક ઇન્દ્રિયથી ગ્રાહ્ય છે. અહીં હેતુમાં રૂપત્વસામાન્ય બાહ્યેકેન્દ્રિયથી ગ્રાહ્ય છે, પણ રૂપ નથી માટે તેથી વ્યભિચારનું નિવારણ કરવાને સામાન્યવાન્ છતાં આ વિશેષણ સાર્થક છે, પરંતુ પ્રમેયત્વનું કોઈ વ્યવચ્છેદ્ય ન હોવાથી તે વિશેષણ વ્યર્થ છે, માટે આ વ્યર્થ-વિશેષણૈકદેશાસિદ્ધ હેત્વાભાસ થયો.

§૨૬ (૨૫) **व्यर्थविशेष्यैकदेशासिद्ध**—જે હેતુના વિશેષ્યનો એક દેશ વ્યર્થ હોય તે વ્યર્થવિશેષ્યૈકદેશાસિદ્ધ કહેવાય છે, જેમકે–શબ્દ ગુણ છે, કારણ કે–બાહ્યેકેન્દ્રિયથી ગ્રાહ્ય હોઈને પ્રમેયરૂપ અને સામાન્યવાન્ છે. અહીં હેતુના વિશેષ્યમાં પ્રમેયરૂપ એક દેશ વ્યર્થ છે માટે આ વ્યર્થવિશેષ્યૈકદેશાસિદ્ધ હેત્વાભાસ થયો.

§૨૭ આ પ્રમાણે એકદેશાસિદ્ધ વિગેરે દ્વારા બીજા અનેક અસિદ્ધ હેત્વાભાસના ભેદો પોતાની મેળે વિચારીને કહેવા જોઈએ. ઉપર જણાવેલ અસિદ્ધ હેત્વાભાસના આ ઉદાહરણોમાં બીજાં દૂષણોનો સંભવ હોવા છતાં અહીં અપ્રસ્તુત હોવાથી જણાવેલ નથી.

શંકા—અસિદ્ધ હેત્વાભાસના આ બધા ઉપર જણાવેલ ભેદોનુ કથન તમે કેમ ન કર્યું ?

(टि०) **व्यर्थैकदेशे**त्यादि ॥ **प्रकाशे**ति प्रकाशेन वह्निनिश्चयानुत्पत्तेर्वासरे रविरश्मिराशिराजिनि पावकप्रकाशावकाश एव न । निशि तु पुरुहूतदिशि शशिकरनिकरविकाशितायां खद्योततेजसि वा स्फुरति तत्र प्रकाशत्वादग्निमत्त्वप्रसंगः ॥ अत एव व्यर्थैकदेशासिद्ध. ।

(टि०) **व्यर्थविशेष्ये**त्यादि ॥ **बाह्ये**ति आत्मना व्यभिचारपरिहारार्थं बाह्यैकेन्द्रियग्राह्यत्वे सतीति विशेषणमभिहितम् ।

**अभ्यूह्ये**ति अभिपूर्वं ऊह वितर्के । अभ्यूहनमभ्यूह्यत्काय उपसर्गाद्ध्रुतेर्ह्रस्वः । इति ह्रस्वः ।

§२८ उच्यते, एतेषु ये हेत्वाभासतां भजन्ते, ते यदोभयवाद्यसिद्धत्वेन विवक्ष्यन्ते, तदोभयासिद्धेऽन्तर्भवन्ति । यदा त्वन्यतरासिद्धत्वेन तदाऽन्यतरासिद्ध इति ॥२८॥

§२९ व्यधिकरणासिद्धस्तु हेत्वाभासो न भवत्येव । व्यधिकरणादपि पित्रोर्ब्राह्मण्यात् पुत्रे ब्राह्मण्यानुमानदर्शनात् । नटभटादीनामपि ब्राह्मण्यं कस्मान्नायं साधयतीति चेत् । पक्षधर्मोऽपि पर्वतद्रव्यता; तत्र चित्रभानुं किमिति नानुमापयति ? इति समानम्; व्यभिचाराच्चेत्, तदपि तुल्यम्, तत्पित्रोर्ब्राह्मण्यं हि तद्गमकम् । एवं तर्हि प्रयोजकसंबन्धेन संबद्धो हेतुः कथं व्यधिकरणः ? इति चेत् । ननु यदि साध्याधिगमप्रयोजकसंबन्धाभावाद् वैयधिकरण्यमुच्यते तदानीं संमतमेवैतदस्माकं दोषः, किन्तु प्रमेयत्वादयोऽपि व्यधिकरणा एव वाच्याः स्युर्न व्यभिचारादयः, तस्मात् पक्षान्यधर्मत्वाभिधानादेव व्यधिकरणो हेत्वाभासस्ते सम्मतः, स चागमक इति नियमं प्रत्याचक्ष्महे । अथ प्रतिमोहशक्त्याऽन्यथाभिधानेऽपि ब्राह्मणजन्यत्वादित्येवं हेत्वर्थं प्रतिपद्य साध्यं प्रतिपद्यते इति चेदेवं तर्हि प्रतिमोहशक्त्यैव पटस्य कृतकत्वादित्यभिधानेऽपि पटस्य कृतकत्वादनित्यत्वं दृष्टम्, एवं शब्दस्यापि तत एव तदस्त्विति प्रतिपत्तौ नायमपि व्यधिकरणः स्यात्, तस्माद् यथोपात्तो हेतुस्तथैव तद्गमकत्वं चिन्तनीयम् । न च यस्मात् पटस्य कृतकत्वं तस्मात्तदन्येनाप्यनित्येन भवितव्यमित्यस्ति व्याप्तिः । अतोऽसौ व्यभिचारादेवागमकः । एवं काककार्ष्ण्यादिरपि । कथं वा व्यधिकरणोऽपि जलचन्द्रो नभश्चन्द्रस्य, कृत्तिकोदयो वा शकटोदयस्य गमकः स्यात् ? इति नास्ति व्यधिकरणो हेत्वाभासः ॥२९॥

§२८ સમાધાન—ઉપરોક્ત ભેદોમાં જે ભેદો હેત્વાભાસ બને છે, તે જો ઉભયવાદીને અસિદ્ધ તરીકે વિવક્ષિત હોય તો-ઉભયાસિદ્ધમાં અન્તર્ભાવ પામે છે, અને જો કોઈ એક વાદીને અસિદ્ધ હોય તો તે અન્યતરાસિદ્ધમાં અન્તર્ભાવ પામે છે, માટે અમે તે ભેદો કહ્યા નથી.

§૨૯ વ્યધિકરણાસિદ્ધ તો હેત્વાભાસ છેજ નહિ. કારણ કે, આ બ્રાહ્મણ છે, કારણ કે તેનો પિતા બ્રાહ્મણ છે. આ અનુમાનમાં વ્યધિકરણ એવા માતા પિતાના બ્રાહ્મણ્યથી એટલે કે, હેતુરૂપ માતપિતાનું બ્રાહ્મણ્ય માતપિતામાં છે, અને સાધ્યરૂપ બ્રાહ્મણ્ય પુત્રમાં છે, આમ અધિકરણ ભેદ હોવા છતાં—પુત્રગત બ્રાહ્મણ્યનું અનુમાન થાય છે.

શંકા—માતા-પિતાગત બ્રાહ્મણ્યરૂપ હેતુથી જો પુત્રમાં બ્રાહ્મણ્યરૂપ સાધ્ય સિદ્ધ થતું હોય તો નટ-ભટાદિમાં પણ બ્રાહ્મણ્ય હેતુ સિદ્ધ કેમ નહિ કરે ? અર્થાત્ કરશે જ.

સમાધાન—તમારો એવો જ આગ્રહ હોય કે, પક્ષનો જે ધર્મ હોય તે ગમક બને પણ પક્ષનો ધર્મ ન હોય તે ન બને, તો પછી તમે જ કહો ને કે પર્વત અગ્નિવાળો છે, કારણ કે પર્વત દ્રવ્ય છે. આ અનુમાનમાં પર્વતની દ્રવ્યતા એ પક્ષનો ધર્મ હોવા છતાં કેમ અગ્નિનું અનુમાન કરાવતો નથી ? માટે બન્ને

સ્થળે સમાનતા જ છે, અર્થાત્ જેમ વ્યધિકરણમાં રહેલ હેતુ સાધ્ય સિદ્ધ ન કરી શકે તેમ પક્ષનો ધર્મ પણ નથી કરી શકતો. કારણ કે બન્નેમાં સમાનભાવે દોષ છે.

શંકા—પર્વતના દ્રવ્યતારૂપ હેતુમાં વ્યભિચાર છે માટે તે ગમક થઈ શકતો નથી, અર્થાત્ 'પર્વતદ્રવ્યતા' પક્ષધર્મ હોવા છતાં 'જ્યાં જ્યાં ધૂમ હોય ત્યાં ત્યાં અગ્નિ હોય એ વ્યાપ્તિની જેમ "જ્યાં જ્યાં પર્વત દ્રવ્યત્વ હોય ત્યાં ત્યાં અગ્નિ હોય" એવી વ્યાપ્તિ બનતી નથી, કારણ કે, વહ્નિશૂન્ય પણ પર્વત ઉપલબ્ધ થાય છે, એટલે આથી પર્વતદ્રવ્યતા હેતુમાં વ્યભિચાર છે.

સમાધાન—તે જ પ્રમાણે તમે જણાવેલ વ્યધિકરણમાં પણ વ્યભિચાર છે, કારણ કે, 'જ્યાં જ્યાં માતા-પિતાનું બ્રાહ્મણ્ય હોય ત્યાં ત્યાં પુત્રનું બ્રાહ્મણ્ય હોય' એવી વ્યાપ્તિ છે પણ નટ-ભટાદિમાં માતા-પિતાનું બ્રાહ્મણ્ય નથી માટે ત્યાં તે ગમક બની શકે નહિ.

શંકા—પણ અવિનાભાવ સંબન્ધથી સંબદ્ધ હેતુને વ્યધિકરણ કેમ કહેવાય ? એટલે કે, અવિનાભાવ સંબંધને કારણે હેતુ વ્યધિકરણ રહેશે નહિ.

સમાધાન—જો તમારા કહેવાનો અર્થ એવો હોય કે-જ્યાં સાધ્યને જણાવનાર અવિનાભાવ સંબંધ ન હોય તે વ્યધિકરણ; તો પછી એ પ્રકારના વ્યધિકરણને અમે દોષરૂપ સ્વીકારીએ છીએ પણ એ સ્થિતિમાં પ્રમેયત્વાદિ હેતુઓ પણ સાધ્યજ્ઞાનજનક અવિનાભાવ સંબંધથી રહિત હોવાથી વ્યધિકરણ જ કહેવાશે, પરન્તુ વ્યભિચારી આદિ નહિ કહેવાય, અને તેથી કરીને 'હેતુને જ્યારે પક્ષથી અન્યના ધર્મ તરીકે કહેવામાં આવે ત્યારે તે હેતુ વ્યધિકરણ હેત્વાભાસ રૂપ છે, એવી તમારી માન્યતા છે, અને એવો વ્યધિકરણ હેતુ અગમક જ છે, એ પ્રકારના તમારા નિયમનું અમે ખંડન કરીએ છીએ.

શંકા—કથનમાં કાંઈક વિપર્યય થઈ ગયો હોય છતાં પ્રતિભાશક્તિ-(નવનવી કલ્પનાને ઉત્પન્ન કરનારી બુદ્ધિરૂપ શક્તિ) અને ઊહશક્તિ-(તર્કશક્તિ) દ્વારા માતા-પિતાનું બ્રાહ્મણ્ય એ પ્રકારે હેતુનું કથન કરવા છતાં તેનો અર્થ એમ સ્વીકારે કે 'બ્રાહ્મણ જન્ય છે માટે' તો તે હેતુ વ્યધિકરણ રહેતો નથી. અને સાધ્યને પણ સિદ્ધ કરી શકે છે તો તેને હેત્વાભાસ શા માટે માનવો ?.

સમાધાન—તો પછી 'પટ કૃતક છે માટે' એ પ્રમાણે હેતુનું કથન થયેલ હોય તો પણ પ્રતિભાશક્તિ અને ઊહશક્તિ દ્વારા જ કૃતક રૂપ હોવાથી જેમ પટની અનિત્યતા અનુભૂત છે, તેમ કૃતકરૂપ હોવાથી શબ્દ પણ અનિત્ય થાઓ. આ પ્રમાણે તેનો અર્થ કરવામાં આવે તો તે હેતુ પણ વ્યધિકરણ હેત્વાભાસ તરીકે સિદ્ધ નહિ થાય. એટલે જે રીતે હેતુ ઉપસ્થિત કરાયો હોય તે રીતે જ તેની ગમકતા છે કે નહિ તે વિષે વિચાર કરવો જોઈએ. અને જેથી કરી પટ કૃતક છે, તેથી કરી અન્ય પદાર્થ પણ અનિત્યરૂપે હોવો જોઈએ એવી વ્યાપ્તિ તો છે નહિ, માટે આ હેતુ વ્યભિચારને કારણે જ અગમક છે એમ સમજવું, એ જ રીતે 'કાકની શ્યામતા' ઈત્યાદિ હેતુઓ પણ અગમક છે એમ સમજવું.

વળી, (વ્યધિકરણ હેતુને અસિદ્ધ માનવા જતાં) વ્યધિકરણ રૂપ જલચન્દ્ર નભચંદ્રનો, અને કૃત્તિકોદય-શકટોદય-(રોહિણીઉદય)નો ગમક કઈ રીતે થશે ? માટે વ્યધિકરણ નામનો હેત્વાભાસ નથી. ૨૯

(प०) **उच्यते** इति जैनाचार्येण ।

(प०) **तत्रे**ति पर्वतद्रव्ये । **साध्याधिगमप्रयोजकसम्बन्धाभावादि**ति साध्यपरिज्ञानं प्रयोजकसम्बन्धाभावात् । **न व्यभिचारादय** इति न अनैकान्तिकादयः, तेषामप्यगमकत्वात् । **पक्षान्यधर्मत्वाभिधानादि**ति अत्र पाठान्तरं पक्षधर्मत्वाभावादेव । **स** इति व्यधिकरणः । **प्रतिपद्ये**ति प्रतिभेदशक्त्या प्रतिपद्य । **तत** एवेति कृतकत्वात् तदिति अनित्यत्वम् । **अनित्येने**ति कृतकत्वं विनापि । शकटोदयस्येति रोहण्युदयस्य ।

(टि०) **व्यधिकरणादपी**त्यादि ॥ **अयमि**ति पित्रोर्ब्राह्मण्यादिति हेतुः ॥ **तत्रे**ति पर्वते-अग्निमानयं पर्वतनितम्बः, पर्वतद्रव्यत्वात् ॥ **तदपी**ति नटविटादौ ब्राह्मणपितृत्वं नास्तीत्यर्थः । **तद्गमकमि**ति पुत्रे ब्राह्मण्यस्य ज्ञापकम् । **प्रयोजके**ति अविनाभावरूपो हेतुः ॥ **एतदि**ति वैयधिकरण्यम् । **व्यभिचारादय** इति आदिशब्दादनैकान्तिकादयः ॥ **तस्मादि**ति पक्षाद्योऽन्यो धर्म्मो तस्य धर्म्मत्वं तदभिधानात् । **स चे**ति व्यधिकरणः । प्रत्याचक्ष्महे इति निराकुर्म्महे, स गमकोपि भवत्यगमकोऽपि भवति । **अथ प्रतिभे**ति प्रतिभया प्रज्ञया ऊहशक्त्या तर्कबलेन । **अन्यथे**ति अन्यहेतूपादानेऽपि ॥ **तत एवे**ति पटस्य कृतकत्वादेव । **तदि**ति अनित्यत्वम् ॥ **अयमपी**ति पटस्य कृतकत्वादित्यपि हेतुः ॥ **तद्गमकत्वमि**ति तस्योपात्तस्यैव हेतोर्गमकत्वं ज्ञापकत्वम्, नान्यहेतूपादानं श्रेयःश्रियं श्रयति ॥ न च **यस्मादि**त्यादि ॥ **तस्मादि**ति पटस्य कृतकत्वात् । **तदन्येने**ति पटात् पृथग्भूतेन घटादिना । **असावि**ति पटस्य कृतकत्वादिति हेतुः । **व्यभिचारादि**ति पटस्य कृतकत्वे सत्यपि परमाण्वाकाशादीनामनित्यत्वमसिद्धम् । **शकटे**ति रोहिण्युदयस्य ।

§३० आश्रयासिद्धताऽपि न युक्ता । अस्ति सर्वज्ञः, चन्द्रोपरागादिज्ञानान्यथाऽनुपपत्तेरित्यादेरपि गमकत्वनिर्णयात् । कथमत्र सर्वज्ञधर्मिणः सिद्धिः ? इति चेत्, असिद्धिरपि कथमिति कथ्यताम् ? । प्रमाणागोचरत्वादस्येति चेत्, एवं तर्हि तवापि तत्सिद्धिः कथं स्यात् ? ननु को नाम सर्वज्ञधर्मिणमभ्यधात्, येनैष पर्यनुयोगः सोपयोगः स्यादिति चेत्। नैवम्, प्रमाणागोचरत्वादित्यतः सर्वज्ञो धर्मी न भवतीति सिषाधयिषितत्वात्। अन्यथेदमम्बरं प्रति निशितनरतरवारिव्यापारप्रायं भवेत् ॥३०॥

एवं च—

आश्रयासिद्धता तेऽनुमाने न चेत्, साऽनुमाने मदीये तदा किं भवेत् ? ।
आश्रयासिद्धता तेऽनुमानेऽस्ति चेत्, सानुमाने मदीये तदा किं भवेत् ॥

यदि त्वदीयानुमानेनाश्रयासिद्धिरस्ति तदा प्रकृतेऽप्यसौ मा भूद्, धर्मिण उभयत्राप्यैक्यात्, अन्यस्यास्य प्रकृतानुपयोगित्वात् । अथास्ति तत्राश्रयासिद्धिः तदा बाधकाभावात् एषा कथं मदीयेऽनुमाने स्यादिति भावः ।

§30 આશ્રયાસિદ્ધ હેત્વાભાસ પણ યુક્તિસિદ્ધ નથી. કારણ કે, સર્વજ્ઞ છે, કારણ કે, ચંદ્રગ્રહણ વિગેરેનું જ્ઞાન બીજી રીતે સિદ્ધ કઈ શકતું નથી. આ અનુમાનમાં હેતુ આશ્રયસિદ્ધ છતાં ગમક છે.

શંકા—સર્વજ્ઞરૂપ ધર્મા-(આશ્રય)ની સિદ્ધિ કઈ રીતે થશે ? (અર્થાત્ કયા પ્રમાણથી કહો છો ? )

ઉત્તર—સર્વજ્ઞ રૂપ ધર્માંની અસિદ્ધિ પણ કઈ રીતે છે ? તે કહો

શંકા—કોઈ પણ પ્રમાણનો વિષય ન હોવાથી સર્વજ્ઞરૂપ ધર્મી અસિદ્ધ છે.

સમાધાન—તો પછી તમારે પણ સર્વજ્ઞ ધર્મીની સિદ્ધિ કઈ રીતે થશે ? અર્થાત્ સર્વજ્ઞધર્મી નથી, કારણ કે, તે પ્રમાણનો વિષય નથી, આ અનુમાનમાં સર્વજ્ઞ ધર્મીની સિદ્ધિ તમે પણ નહિ કરી શકો.

શંકા—પણ અમે તો સર્વજ્ઞને ધર્મી કહેતા જ નથી, તો પછી આ પ્રશ્ન ઉપયોગી કેમ થાય ?

સમાધાન—તમારે એ પ્રમાણે બોલવું ન જોઈએ. કારણ કે, 'પ્રમાણનો વિષય નથી' એ હેતુથી "સર્વજ્ઞરૂપ ધર્મી નથી" એવું જ તમે સિદ્ધ કરવા ઇચ્છો છો, છતાં જો એવું ન માનો તો આશ્રયરહિત હેતુનું તમારું કથન પણ આકાશનો છેદ કરવાને તીક્ષ્ણ ધારવાલી તરવારના વ્યાપારની જેવું થઈ જશે. અર્થાત્ નિષ્ફળ જશે. જો તમારા આ અનુમાનના 'પ્રમાણનો વિષય નથી'—એ હેતુ આશ્રયાસિદ્ધ ન હોય (અર્થાત્ સર્વજ્ઞરૂપ આશ્રય અસિદ્ધ ન હોય) તો ઉપરોક્ત મારા અનુમાનનો હેતુ પણ કઈ રીતે આશ્રયાસિદ્ધ થશે ?

કદાચ તમારા અનુમાનનો હેતુ આશ્રયાસિદ્ધ હોય તો પણ તેથી મારા અનુમાનનો હેતુ આશ્રયાસિદ્ધ કઈ રીતે થશે ? અર્થાત્ નહિ થાય.

જો તમારા અનુમાનમાં આશ્રયાસિદ્ધ ન હોય તો મારા અનુમાનમાં પણ તે ન થાય, કારણ કે–બન્ને સ્થળે ધર્મી એક જ છે, કારણ કે, બીજો કોઈ ધર્મી અહીં ઉપયોગી નથી, અને જો તમારા અનુમાનમાં આશ્રયાસિદ્ધ છે, તો પણ એ મારા અનુમાનમાં કેમ થાય ? કારણ કે મારા અનુમાનમાં તો બાધકનો અભાવ છે, આ પ્રમાણે ઉક્ત શ્લોકનો અર્થ જાણવો.

(प०) **कथमत्रे**त्यादिना सूरिं पृच्छति परः । **असिद्धिरपी**त्यादि सूरिः । **प्रमाणे**त्यादि परः । **एवं तर्ही**त्यादि सूरिः । **तत्सिद्धि**रिति सर्वज्ञधर्मिणः सिद्धिः । **नन्वि**त्यादि परः । **नैवमि**त्यादि सूरिः । **अत** इति हेतो.। अत्र च काक्वा व्याख्या । **सिसाधयिषितत्वादि**ति भवता । **अन्यथे**ति सर्वथा सर्वज्ञाभावे । **इदमि**ति भवदुक्तम् ।

(प०) **एवं चे**त्यादिना आचार्य एव वक्ति ।

(प०) **प्रकृतेऽपी**ति मदीयेऽपि ।

(प०) **धर्मिण** इति सर्वज्ञस्य । **अस्ये**ति सर्वज्ञधर्मिणः । **प्रकृतानुपयोगित्वादि**ति प्रस्तुतानुपयोगित्वात् । **तत्रे**ति त्वदीयानुमाने । **बाधकाभावादि**ति त्वदनुमानं हि बाधकं, तस्य चाभावः, मदीयानुमानबाधकस्य त्वत्कृतप्रत्यनुमानस्याश्रयासिद्धिग्रस्तत्वेनाभावादिति भावः ।

**आश्रये**त्यादि ॥ **चन्द्रे**ति उपराग उपप्लवः ग्रहणमिति यावत् । **कथमत्रे**ति अस्मिन् भवत्पक्षे । **असिद्धि**रिति सर्वज्ञो धर्म्मी न भवतीत्यपि कथमित्यर्थः ॥ **अस्ये**ति सर्वज्ञधर्म्मिणः । **सत्सिद्धि**रिति सर्वज्ञसिद्धिः । ननु को नानेत्यादि ॥ **सिषाधयी**ति साधायतुमीप्सितत्वात । **अन्यथे**ति सर्वज्ञधर्म्म्यङ्गीकारमन्तरेणाऽऽकाशमनुकरालकरवालाकर्षणम् ।

**आश्रयेत्या**दि ॥ असिद्धयेऽपि सर्वज्ञधर्म्मिणमीरितवतो भवतो अनुमाने प्रमाणागोचरत्वादस्येति हेतौ यद्याश्रयासिद्धिदोषो न, तन्ममानुमाने चन्द्रोपराग दिज्ञानान्यथानुपपत्तेरिति साधने । **से**ति आश्रयासिद्धता कथं स्यात् । एकस्य धर्मिणोऽङ्गीकारादुभयत्र दोषसंभवान्निर्दोषत्वेऽन्यतरस्यापरस्याप्यदोषत्वात् । तवानुमानं सदोषं चेत् तत् ममानुमानं भवत्साधनेन न दूष्यते, सदोषस्यापरं दूषयितुमनीशत्वात् । **प्रकृतेऽपी**ति अस्मदनुमानेऽपि । **असा**विति आश्रयासिद्धता ॥

**अन्यस्यास्ये**ति ।।सर्वज्ञधर्मिणं विमुच्यापरधर्म्मिणः । अन्यपक्षोपदानेनापरपक्षदूषणमुद्भावयितु न प्रार्थते ।

तथा च—

"विकल्पाद् धर्मिणः सिद्धिः क्रियतेऽथ निषिध्यते ।
द्विधाऽपि धर्मिणः सिद्धिर्विकल्पात् ते समागता" ॥१॥

द्वयमपि नाहिम करोमीत्यप्यनभिधेयम्, विधिप्रतिषेधयोर्युगपद्विधानस्य प्रतिषेधस्य चासंभवात् । यदि च द्वयमपि न करोषि, तदा व्यक्तममूल्यक्रयी कथं नोपहासाय जायसे ?, तथातायामाश्रयासिद्धयुद्भावनाऽघटनात् ।

ननु यदि विकल्पसिद्धेऽपि धर्मिणि प्रमाणमन्वेषणीयम्, तदा प्रमाणसिद्धेऽपि प्रमाणान्तरमन्विष्यताम्, अन्यथा तु विकल्पसिद्धेऽपि पर्याप्तं प्रमाणान्वेषणेन, अहमहमिकया प्रमाणलक्षणपरीक्षणं परीक्षकाणामकक्षीकरणीयं च स्यात्, तावन्मात्रेणैव सर्वस्यापि सिद्धेः । तथा च चाक्षुषत्वादिरपि शब्दानित्यत्वे साध्ये सम्यग्घेतुरेव भवेदिति चेत् ।

અને એ રીતે 'ધર્મી'ની સિદ્ધિ વિકલ્પથી કરાય છે, અથવા વિકલ્પથી ધર્મીનો નિષેધ કરાય છે, એમ હોય તો વિધિ અને નિષેધ એમ ઉભય પ્રકારે ધર્મીની સિદ્ધિ તમારે પણ વિકલ્પથી જ થઈ

શંકા—પણ (ધર્મીની સિદ્ધિ માટે) હું વિધિ કે નિષેધ બન્નેમાંથી કઈ પણ કરતો નથી.

**સમાધાન** એમ પણ કહી શકાય તેમ નથી, કારણ કે-વિધિ અને પ્રતિષેધ એ બન્નેનું એકી સાથે વિધાન કે પ્રતિષેધ થઈ શકતાં નથી, અને જો વિધિ કે નિષેધ એ બન્ને ન કરો તો ખરેખર મૂલ્ય વિના પદાર્થને ખરીદનાર તમે હાસ્યાસ્પદ કેમ નહિ થાવ ? અને જ્યાં વિકલ્પથી વિધિ-નિષેધ હોય ત્યાં આશ્રયાસિદ્ધનું ઉદ્દ્ભાવન ઘટતું નથી.

શંકા—વિકલ્પથી સિદ્ધ થયેલ ધર્મીમાં પણ જો પ્રમાણ શોધવું પડતું હોય તો પ્રમાણ સિદ્ધ ધર્મીમાં પણ બીજું પ્રમાણ શોધો; અને એમ ન માનો તો વિકલ્પ

સિદ્ધ ધર્મીમાં પણ પ્રમાણ શોધવાથી સર્યું, અને તેમ થતાં હું પહેલો પ્રમાણ લક્ષણની પરીક્ષા કરું એ પ્રમાણે પરીક્ષકે.ને સ્વીકાર્ય નહિ થાય, કારણ કે-વિકલ્પમાત્રથી સમસ્ત પદાર્થની સિદ્ધિ થઈ જશે, અને તેમ થતાં શબ્દમાં અનિત્યત્વ સાધ્ય સિદ્ધ કરવાનું હોય ત્યારે "**चाक्षुषत्व**" વિગેરે પણ સમ્યગ્ હેતુ થઈ જશે.

(प०) **द्विधापी**ति क्रियतेऽथ निषिध्यते इत्येवं द्वौ प्रकारौ । **न करोषी**ति इत्यनेन बलादपि प्रतिषेधः समायातः । **तथातायामि**ति विकल्पसिद्धधर्मिस्वीकारे ।

(प०) **तावन्मात्रेणैवे**ति विकल्पमात्रेणैव । **तथा चे**ति विकल्पादेव साध्यसिद्धौ ।

**विकल्पादि**त्यादि ॥ **द्विधा**पीति विधिमुखेन निषेधद्वारेण वा द्वयमपीति विधिनिषेध-लक्षणाम् ।

**अस्मी**ति अहम् । **अनभिधेयमि**ति अभिधातुमशक्यम् । **यदि च द्वयमि**ति विधि निषेधं च न विधिमाश्रयेन निषेधमाश्रये-इत्यङ्गीकारः सारस्तव चेतसि चकास्याच्चेत्, तदा त्रपा-पात्रं भवान् वादिपर्युदासीनस्य हासार्हत्वात् । यथा कश्चित् वेतनमप्रदाय वस्त्वादातुमुद्यतः, तथा त्वं विधिनिषेधावनाश्रयन् जयाभिलाष्युपहासाय जायसे ॥ **तथातायामि**ति उपहासास्पदत्वे सत्यपि करोषि चेत् ।

**ननु यदी**ति परवादी वावदूकतां विवरीतुमुद्यत. । **अन्यथे**ति प्रमाणसिद्धे धर्मिणि प्रमा-णान्तराऽन्वेषणे ।

**तावन्मात्रेणे**ति विकल्पमात्रेणैव ।

तदत्यल्पम् । विकल्पाद्धि सत्त्वासत्त्वसाधारणं धर्मिमात्रं प्रतीयते, न तु ताव-न्मात्रेणैव तदस्तित्वस्यापि प्रतीतिरस्ति, यतोऽनुमानाऽनर्थक्यं भवेत्; अन्यथा पृथिवी धरसाक्षात्कारे कृशानुमत्त्वसाधनमप्यपार्थकं भवेत् । तस्याग्निमतो वा प्रत्यक्षेणैव प्रेक्षणात् । अग्निमत्त्वाऽनग्निमत्त्वविशेषशून्यस्य शैलमात्रस्य प्रत्यक्षेण परिच्छेदाद् नानु-मानानर्थक्यमिति चेत् । तर्ह्यस्तित्व-नास्तित्वविशेषशून्यस्य सर्वज्ञमात्रस्य विकल्पेनाऽऽ-कलनात् कथमत्राप्यनुमानानर्थक्यं स्यात् ? । अस्तित्वनास्तित्वव्यतिरेकेण कीदृशी-सर्वज्ञमात्रसिद्धिरिति चेत् ?; अग्निमत्त्वानग्निमत्त्वव्यतिरेकेण क्षोणीधरमात्रसिद्धिरपि कीदृशी ? इति वाच्यम् । क्षोणीधरोऽयमित्येतावन्मात्रज्ञप्तिरेवेति चेत्, इतरत्रापि सर्वज्ञ इत्येतावन्मात्रज्ञप्तिरेव साऽस्तु; केवलमेका प्रमाणलक्षणोपपन्नत्वात् प्रामाणिकी, तदन्या तु तद्विपर्ययाद् वैकल्पिकीति ।

**સમાધાન**—તમારું આ કથન તુચ્છ છે, કારણ કે, વિકલ્પથી તો સત્ત્વ અને અસત્ત્વમાં સામાન્યરૂપ એવો ધર્મી જ પ્રતીત થાય છે, પરંતુ એટલા માત્રથી-(વિકલ્પમાત્રથી) ધર્મીના અસ્તિત્વની પ્રતીતિ થતી નથી, કે જેથી અનુમાન નિષ્ફળ થાય, અન્યથા પર્વતનો સાક્ષાત્કાર થવાથી તેની અગ્નિમત્તાને સિદ્ધ કરવી એ પણ નિષ્ફળ થશે, કારણ કે, અગ્નિવાળો, કે અગ્નિરહિત એવો પર્વત તો પ્રત્યક્ષથી જ જોવાય છે.

શંકા—અગ્નિવાળો કે અગ્નિરહિત એવા વિશેષણથી રહિત માત્ર પર્વત જ પ્રત્યક્ષથી જોવાય છે માટે અનુમાન નિરર્થક નથી.

સમાધાન—તો પછી એ જ પ્રમાણે અસ્તિત્વ કે નાસ્તિત્વરૂપ વિશેષોથી રહિત માત્ર સર્વજ્ઞ જ વિકલ્પથી જણાય છે, તો અહીં પણ અનુમાન કેમ નિરર્થક થશે ? અર્થાત્ નહિ થાય.

શંકા—અસ્તિત્વ કે નાસ્તિત્વ ધર્મરહિત માત્ર સર્વજ્ઞની સિદ્ધિ કેવી છે ?

સમાધાન—અગ્નિવાળો કે અગ્નિરહિત એવા વિશેષણથી રહિત માત્ર પર્વતની સિદ્ધિ પણ કેવા પ્રકારની છે તે તો કહો.

શંકા—આ પર્વત છે, એટલું જ જ્ઞાન થાય છે.

સમાધાન—તો બીજે પણ 'સર્વજ્ઞ છે' એટલું જ જ્ઞાન થાય તેમાં શો વાંધો ? માત્ર ભેદ એટલો જ છે કે, એકજ્ઞપ્તિ-(જ્ઞાન) પ્રમાણ દ્વારા થયેલ હોવાથી પ્રામાણિકી કહેવાય છે, જ્યારે બીજી વિકલ્પથી થયેલ હોવાથી વૈકલ્પિકી કહેવાય છે.

(५०) **तदत्यल्पमि**त्यादि सूरिः । **अनुमानानर्थक्य**मिति । भवदुपन्यस्तं अपार्थकं भवेदित्यतोऽग्रे इति गम्यम् । **तस्ये**ति पृथिवीधरस्य । **अग्निमत्त्वे**त्यादि परः । **तर्ही**त्यादि सूरिः । **अस्तित्वनास्तित्वे**त्यादि परः । **अग्निमत्त्वेत्यादि** सूरिः । **से**ति सिद्धिः । **एके**ति अस्तित्वलक्षणा । **तदन्ये**ति नास्तित्वलक्षणा ।

**तदस्तित्वस्ये**ति तस्य धर्मिणोऽस्तित्वस्य धर्मस्यापि । **नहि** विकल्पाद्धर्म्मिसिद्धौ **प्रमाणम**-न्तरेण धर्मसिद्धिः साधीयस्तां दधाति । **अन्यथे**ति धर्मिण. सिद्धौ यदि धर्म्मसिद्धिः ॥ **साधन**मिति धूमवत्त्वादि ॥ **अपार्थकमि**ति निरर्थकम् ॥ **तस्ये**ति पर्वतस्य ॥ **अत्रापी**ति विकल्पसिद्धेऽपि सर्वज्ञधर्मिणि ॥ **इतरत्रापी**ति सर्वज्ञसिद्धावपि । **केवलमित्यादि** ॥ **तदन्ये**ति प्रामाणिकसिद्धि-व्यतिरिक्ता । **विपर्ययादि**ति प्रमाणलक्षणोपपन्नत्ववैपरीत्यात् ।

ननु किमनेन दुर्भगाऽऽभरणभारायमाणेन विकल्पेन प्रामाणिकः कुर्यादिति चेत् ? । तदयुक्तम् । यतः प्रामाणिकोऽपि षट्तर्कीपरितर्ककर्कशशेमुषीविशेषसङ्ख्या-वद्विराजिराजसभायां खरविषाणमस्ति नास्ति वेति केनापि प्रसर्पद्दर्पोद्धुरकन्धरेण साक्षेपं प्रत्याहतोऽवश्यं पुरुषाभिमानी किञ्चिद् ब्रूयात् न तूष्णीमेव पुष्णीयात्, अप्रकृतं च किमपि प्रलपन् सनिकारं निस्सार्येत, प्रकृतभाषणे तु विकल्पसिद्धं धर्मिणं विहाय काऽन्या गतिरास्ते ?

શંકા—દુર્ભગા (વિધવા) સ્ત્રીના આભરણના ભાર જેવા આ વિકલ્પનું પ્રામાણિક પુરુષને શું કામ છે ?

સમાધાન—તમારું આ કથન યોગ્ય નથી, કારણ કે-ષટ્દર્શનના અત્યંત વિચારથી તીવ્ર બુદ્ધિવાળા અનેક વિદ્વાનોથી શોભાયમાન રાજસભામાં ગર્વથી ઊંચી ડોકવાળો કોઈ પુરુષ ગર્દભશૃંગ છે, કે નથી ? એ પ્રમાણે આક્ષેપપૂર્વક તાડન કરે ત્યારે પુરુષાભિમાની પ્રામાણિક પુરુષ પણ કંઈક બોલે જ. પણ મૂંગો ન રહે અને તે પ્રામાણિક પુરુષ જો કંઈક પણ અપ્રકૃત-(વિષયાન્તર કે યદ્વા

તદ્ધા) બોલે તો તિરસ્કાર કરવાપૂર્વક તેને સભામાંથી બહાર કાઢવામાં આવે છે. જો પ્રસ્તુત બોલવું હોય તો તેને માટે વિકલ્પસિદ્ધ ધર્મીને છોડીને બીજું કયું શરણુ છે ?

(प०) **नन्वित्यादि** परः। **किञ्चिदि**ति अस्ति वा । **प्रकृतभाषणे** इति अस्ति-नास्ति-भाषणे ।

**ननु किमित्यादि** ॥ विकल्पेनेति अप्रमाणेन । **तूष्णीमि**ति मौनमेव नाश्रयेत् । **अप्रकृतमि**ति प्रस्तुतविरुद्धम्-अपरवादारम्भकं वाक्यम् । **सनिकारमि**ति सपराभवम् ।

अप्रामाणिके वस्तुनि मूक-वावदूकयोः कतरः श्रेयानिति स्वयमेव विवेचयन्तु तार्किकाः ? इति चेत् । ननु भवान् स्वोक्तमेव तावद्विवेचयतु, मूकतैव श्रेयसीति च पूत्करोति निष्प्रमाणके वस्तुनीति विकल्पसिद्धं धर्मिणं विधाय मूकताधर्मं च विदधातीत्यनात्मज्ञशेखरः । तस्मात् प्रामाणिकेनापि स्वीकर्त्तव्यैव क्वापि विकल्पसिद्धिः । न च सैव सर्वत्रास्तु, कृतं प्रमाणेनेति वाच्यम् । तदन्तरेण नियतव्यवस्थाऽयोगात् । एको विकल्पयति, अस्ति सर्वज्ञोऽन्यस्तु नास्तीति किमत्र प्रतिपद्यताम् ? । प्रमाणमुद्राव्यवस्थापिते त्वन्यतरस्मिन् धर्मे दुर्द्धरोऽपि कः किं कुर्यात् ? । प्रमाणसिद्धचनर्हे तु धर्मिणि खपुष्पादौ विकल्पसिद्धिरपि साधीयसी; तार्किकचक्रचक्रवर्त्तिनामपि तथा व्यवहारदर्शनात् ।

શંકા—પ્રમાણુરહિત વસ્તુમાં મૌન રહેવું કે બકવાદ કરવો એ બેમાંથી શું સારું છે, તેનું વિવેચન તો સ્વયં તાર્કિકો કરી લેશે.

સમાધાન-જો એમ હોય તો તમારા કથનનું તમે પોતે જ વિવેચન કરો તો જણાશે કે, "મૂકતા હિતકારી છે" એ પ્રમાણે પોકારો છો અને વળી, "**निष्प्रमाणके वस्तुनि**-(પ્રમાણરહિત વસ્તુમાં) એ પ્રમાણે વિકલ્પસિદ્ધ ધર્મીનું વિધાન કર્યા છતાં મૂક રહેવાનું પણ વિધાન કરો છો-આમ પોતાને જ નહિ જાણનારમાં તમે શિરોમણિ-(મૂર્ખશિરોમણિ) છો. તેથી પ્રામાણિક પુરુષે પણ કોઈ સ્થળે (ધર્મીને વિષે) વિકલ્પસિદ્ધિ સ્વીકારવી જોઈએ. પરંતુ દરેક સ્થળે વિકલ્પથી જ સિદ્ધિ હો, માટે પ્રમાણથી સર્યું, એમ પણ કહેવું ન જોઈએ, કારણ કે-પ્રમાણ વિના નિયત વ્યવસ્થા બનશે નહિ. સર્વજ્ઞ છે-એ પ્રમાણે કોઈ વિકલ્પ કરે ત્યારે બીજો સર્વજ્ઞ નથી એમ કહે ત્યારે શું સ્વીકારવું ? પણ જો અસ્તિત્વ કે નાસ્તિત્વ એ બન્ને ધર્મમાંથી કોઈ પણ એક ધર્મ પ્રમાણ મુદ્રાથી વ્યવસ્થાપિત-(સિદ્ધ) કરવામાં આવે ત્યારે દુર્દ્ધર પુરુષ પણ ત્યાં શું કરી શકે ? અર્થાત્ પ્રમાણસિદ્ધ ધર્મ તેને સ્વીકારવો જ પડે. પરંતુ પ્રમાણથી જેની સિદ્ધિ થઈ શકે તેમજ ન હોય એવા આકાશકુસુમાદિ ધર્મી વિષે તો વિકલ્પથી કરાતી સિદ્ધિ પણ હિતકારી છે, અને તાર્કિકશિરોમણિ વિદ્વાનોનો વ્યવહાર પણ તેવો જ જોવાય છે.

**अप्रमाणिके**इत्यादि परः। **ननु भवानि**ति सूरिः। **तदन्तरेणे**ति प्रमाणमन्तरेण ।

१ सर्वज्ञख° मु०पु१ । २ तथा मु० पु१ ।

§ १३ यं च विरुद्धाव्यभिचारिनामानमनैकान्तिकविशेषमेते व्यतानिषुः, यथा–अनित्यः शब्दः, कृतकत्वात् घटवत्। नित्यः शब्दः, श्रावणत्वात्, शब्दत्ववदिति; सोऽपि नित्यानित्यस्वरूपानेकान्तसिद्धौ सम्यग्घेतुरेव; तदपरपरिणामित्वादिहेतुवत्। सर्वथैकान्तसिद्धये पुनरुपन्यस्तोऽसौ भवत्येव हेत्वाभासः, स तु विरुद्धो वा संदिग्धविपक्षवृत्तिरनैकान्तिको वेति न कश्चिद्विरुद्धाव्यभिचारी नाम। एवं च असिद्धविरुद्धानैकान्तिकास्त्रय एव हेत्वाभासा इति स्थितम्।

§१३ વળી બૌદ્ધોએ વિરુદ્ધાવ્યભિચારી નામનો અનૈકાન્તિકનો ભેદ જણાવ્યો છે. જેમકે શબ્દ અનિત્ય છે, કૃતક હોવાથી, ઘટની જેમ, અને શબ્દ નિત્ય છે, શ્રવણનો વિષય હોવાથી, શબ્દત્વની જેમ, તે પણ તેની જેવા બીજા હેતુ 'परिणामित्व' આદિની જેમ જો નિત્યાનિત્યસ્વરૂપ અનેકાન્તને સિદ્ધ કરે તો સમ્યગ્ હેતુ જ છે, પણ જો તેનો સર્વથા એકાન્તની સિદ્ધિ માટે ઉપન્યાસ કરવામાં આવે તો તે હેત્વાભાસ થાય જ છે. પરંતુ તેવે પ્રસંગે તે વિરુદ્ધ હેત્વાભાસ અથવા સંદિગ્ધવિપક્ષવૃત્તિ નામનો અનૈકાન્તિક થાય છે, માટે વિરુદ્ધાવિચારી નામનો કોઈ હેત્વાભાસ નથી.

એટલે આ રીતે અસિદ્ધ, વિરુદ્ધ અને અનૈકાન્તિક–આ ત્રણ જ હેત્વાભાસ છે, એ સિદ્ધ થયું.

(पं०) एते इति सौगताः।

(टि०) **यं चे**त्यादि॥ **एते व्यतानिषुरि**ति सौगता विस्तारयामासुः॥ **तदपरे**ति तस्मान्नित्यानित्यशब्दादपरं परिणामित्वादि तद्वत्। **सर्वथैकान्ते**ति नित्यस्य वा अनित्यस्य वा सिद्धये॥ **असावि**ति हेतुः।

§ १४ नन्वन्योऽप्यकिञ्चित्कराख्यो हेत्वाभासः परैरुक्तः, यथा–प्रतीते प्रत्यक्षादिनिराकृते च साध्ये हेतुरकिञ्चित्करः। प्रतीते, यथा–शब्दः श्रावणः, शब्दत्वात्। प्रत्यक्षादिनिराकृते, यथा–अनुष्णः कृष्णवर्त्मा, द्रव्यत्वात्; यतिना वनिता सेवनीया, पुरुषत्वादित्यादिः; स कथं नात्राभिहित इति चेत्, उच्यते। नन्वेष हेतुर्निश्चिताऽन्यथानुपपत्त्या सहितः स्याद्रहितो वा। प्रथमपक्षे, हेतोः सम्यक्त्वेऽपि प्रतीतसाध्यधर्मविशेषणप्रत्यक्षनिराकृतसाध्यधर्मविशेषणाऽऽगमनिराकृतसाध्यधर्मविशेषणादिपक्षाभासानां निवारयितुमशक्यत्वात् तैरेव दुष्टमनुमानम्। न च यत्र पक्षदोषस्तत्रावश्यं हेतुदोषोऽपि वाच्यः, दृष्टान्तादिदोषस्याप्यवश्यं वाच्यत्वप्रसक्तेः। द्वितीयपक्षे तु यथोक्तहेत्वाभासानामन्यतमेनैवानुमानस्य दुष्टत्वम्। तथा हि–*अन्यथानुपपत्तेरभावोऽनध्यवसायाद्विपर्ययात् संशयाद्वा स्यात्, प्रकारान्तरा*संभवात्; तत्र च क्रमेण यथोक्तहेत्वाभासावतार इति नोक्तहेत्वाभासेभ्योऽभ्यधिकः कश्चिदकिञ्चित्करो नाम।

§૧૪ શંકા—અન્ય દાર્શનિકે અકિંચિત્કર નામનો હેત્વાભાસ કહ્યો છે, જેમકે, સાધ્ય પ્રતીત હોય ત્યારે અથવા પ્રત્યક્ષાદિથી નિરાકૃત હોય ત્યારે હેતુ અકિંચિત્કર છે. પ્રતીતનું ઉદાહરણ—જેમકે, શબ્દ શ્રવણનો વિષય છે, કારણ કે તે શબ્દ છે. પ્રત્યક્ષાદિનિરાકૃતનું ઉદાહરણ—જેમકે અગ્નિ અનુષ્ણ છે, દ્રવ્ય હોવાથી. અહીં અનુષ્ણ સાધ્ય સ્પાર્શન પ્રત્યક્ષથી બાધિત છે. યતિએ વનિતાનું સેવન કરવું જોઈએ, કારણ કે તે પુરુષ છે ઇત્યાદિ.

આ અનુમાનમાં વનિતા સેવનરૂપ સાધ્ય આગમબાધિત છે તો તે અકિંચિત્કર હેત્વાભાસ તમેએ કેમ ન કહ્યો?

**સમાધાન**—ભાઈ! અહીં પ્રશ્ન છે કે, આ અકિંચત્કર હેતુ નિશ્ચિતાન્યથાનુપપત્તિથી યુક્ત છે કે તેનાથી રહિત છે? પહેલો પક્ષ કહો તો હેતુ સમ્યક્ હોવા છતાં પણ પ્રતીતસાધ્યધર્મવિશેષણ, પ્રત્યક્ષનિરાકૃતસાધ્યધર્મવિશેષણ, અને આગમનિરાકૃતસાધ્યધર્મવિશેષણાદિ પક્ષાભાસોનું નિરૂપણ કરવું શકય નથી, એટલે તે પક્ષાભાસોને કારણે જ અનુમાન દૂષિત થયેલ છે, અને જ્યાં પક્ષદોષ હોય ત્યાં અવશ્ય હેતુદોષ પણ કહેવો જોઈએ એવો નિયમ નથી. કારણ કે, તેમ માનવાથી દૃષ્ટાન્તાદિ દોષો પણ અવશ્ય કહેવાનો પ્રસંગ આવશે. બીજો પક્ષ માનો તો જે હેત્વાભાસો કહ્યા છે, તેમાંથી કોઈ પણ એક હેત્વાભાસથી અનુમાનની દુષ્ટતા સિદ્ધ થઈ જશે તે આ પ્રમાણે-અન્યથાનુપપત્તિ વિષે જો અનધ્યવસાય, વિપર્યય કે સંશય હોય તો તેનો અભાવ થાય છે, પણ બીજા કોઈ કારણે થતો નથી. અને તેમાં તો અનુક્રમે અસિદ્ધ, વિરુદ્ધ અને અનૈકાન્તિક હેત્વાભાસો થાય છે. માટે કહેલ હેત્વાભાસોથી જુદો કોઈ અકિંચિત્કર નામનો હેત્વાભાસ નથી.

(पं०) **यतिना वनिता सेवनीये**ति इत्यागमनिराकृतः। अत्रेति अनैकान्तिकावसरे। **अभिहित** इति आचार्येण। **अनध्यवसायाद्विपर्यायात् संशयाद्वा स्यादि**ति यथाक्रममसिद्धविरुद्धानैकान्तिकाना बीजानाम्।

(टि०) **नन्वन्योऽपी**त्यादि। **स** इति अकिञ्चित्कराख्यः। अत्रेति हेत्वाभासप्रवरणे। **तथाह्यन्यत्थे**यादि॥ अनध्यवसायादसिद्धः, विपर्ययाद्विरुद्धः, संशयादनैकान्तिकः। **प्रकारे**ति असिद्धविरुद्धानैकान्तिकानां संभवे अन्या विधैव नास्ति ॥५७॥

§ १५ एवमेव न कालात्ययापदिष्टोऽपि। तथाहि–अस्य स्वरूपं कालात्ययापदिष्टः कालातीत इति; हेतोः प्रयोगकालः प्रत्यक्षागमानुपहतपक्षपरिग्रहसमयस्तमतीत्य प्रयुज्यमानः प्रत्यक्षागमबाधिते विषये वर्त्तमानः कालात्ययापदिष्टो भवतीति। अयं चाकिञ्चित्करदूषणेनैव दूषितोऽवसेयः।

§૧૫ એ જ રીતે કાલાત્યયાપદિષ્ટ નામનો હેત્વાભાસ પણ નથી. તે આ પ્રમાણે-પ્રત્યક્ષ અને આગમ પ્રમાણથી અનિરાકૃત પક્ષનું જે કાલે ગ્રહણ થાય

તે કાલ હેતુનો પ્રયોગ કાલ છે, તે મર્યાદાને ઉલ્લંઘીને એટલે કે-પક્ષ પ્રત્યક્ષ અને આગમથી બાધિત થયો હોય છતાં પણ જો તેવા પક્ષને વિશે હેતુ વર્તમાન હોય તો તે કાલાત્યયાપદિષ્ટ છે, એમ સમજવું અને આ હેત્વાભાસ અકિંચિત્કર હેત્વાભાસમાં કહેલ દૂષણથી જ દૂષિત થયેલ જાણવો.

(पं०) कालातीत इतीत्यतोऽग्रे कोऽर्थ इति शेषः ।

§ १६ प्रकरणसमोऽप्यप्रकटनीय एव । अस्य हि लक्षणं; यस्मात् प्रकरणचिन्ता स निर्णयार्थमपदिष्टः प्रकरणसम इति; यस्मात् प्रकरणस्य पक्षप्रतिपक्षयोश्चिन्ता विमर्शात्मिका प्रवर्त्तते । कस्माच्चासौ प्रवर्त्तते ?, विशेषानुपलम्भात्, स एव विशेषानुपलम्भो यदा निर्णयार्थमपदिश्यते तदा प्रकरणमनतिवर्त्तमानत्वात् प्रकरणसमो भवति, प्रकरणे पक्षे प्रतिपक्षे च समस्तुल्य इति । यथा–अनित्यः शब्दो नित्यधर्मानुपलब्धेरित्येकेनोक्ते, द्वितीयः प्राह–यद्यनेन प्रकारेणानित्यत्वं साध्यते तर्हि नित्यतासिद्धिरप्यस्तु, अन्यतरानुपलब्धेस्तत्रापि सद्भावात् । तथाहि–नित्यः शब्दोऽनित्यधर्मानुपलब्धेरिति । अयं चानुपपन्नः, यतो यदि नित्यधर्मानुपलब्धिर्निश्चिता, तदा कथमतो नानित्यत्वसिद्धिः ?, अथानिश्चिता, तर्हि संदिग्धासिद्धतैव दोषः । अथ योग्यायोग्यविशेषणमपास्य नित्यधर्माणामनुपलब्धिमात्रं निश्चितमेव, तत्तर्हि व्यभिचार्येव । प्रतिवादिनश्चासौ नित्यधर्मानुपलब्धिः स्वरूपासिद्धैव नित्यधर्मोपलब्धेस्तत्रास्य सिद्धेः । एवमनित्यधर्मानुपलब्धिरपि परीक्षणीया, इति सिद्धं त्रय एव हेत्वाभासाः ॥५७॥

§૧૬ પ્રકરણસમ હેત્વાભાસ પણ પ્રકટ કરવા યોગ્ય નથી. પ્રકરણસમનું લક્ષણ આવું છે–"પ્રકરણ એટલે પક્ષ અને પ્રતિપક્ષની વિમર્શાત્મક ચિન્તા જેનાથી પ્રવર્તે તે પ્રકરણસમ છે.

શંકા—પ્રકરણમાં આ ચિન્તા શાથી થાય છે ?

સમાધાન—પ્રકરણ-(પક્ષ અને પ્રતિપક્ષ)માં વિશેષની અનુપલબ્ધિ હોય, તો, અને એ જ વિશેષાનુપલંભનો જ્યારે નિર્ણય માટે પ્રયોગ કરાય ત્યારે પ્રકરણનું ઉલ્લંઘન થતું ન હોવાથી પ્રકરણસમ થાય છે. કારણ કે, પ્રકરણ પક્ષ અને પ્રતિપક્ષમાં વિશેષની અનુપલબ્ધિ સમાન છે. તે આ પ્રમાણે–શબ્દ અનિત્ય છે, નિત્ય ધર્મોની ઉપલબ્ધિ થતી નહિ હોવાથી. આ પ્રમાણે કોઈ એક વાદીએ કહ્યું ત્યારે અન્ય વાદી કહે છે કે, જો આ પ્રમાણે તમારું 'અનિત્યત્વ' સાધ્ય સિદ્ધ કરશો તો તે જ રીતે નિત્યતાની સિદ્ધિ પણ થાઓ. કારણ કે, શબ્દ નિત્ય છે, અનિત્ય ધર્મોની ઉપલબ્ધિ થતી ન હોવાથી. આ પ્રમાણે 'નિત્યત્વ' સાધ્યમાં પણ અનુપલબ્ધિનો સદ્ભાવ છે. તાત્પર્ય એવું છે કે નિત્યતા અને અનિત્યતા બન્નેની સાધક અનુપલબ્ધિઓ સમાનભાવે છે. તેથી બન્નેનો નિર્ણય થવો જોઈએ.

આ પ્રકરણસમ હેત્વાભાસ પણ યુક્તિયુક્ત નથી. કારણ કે, શબ્દરૂપ ધર્મીમાં-પક્ષમાં નિત્યધર્માનુપલબ્ધિ જો નિશ્ચિત હોય તો તેમાં અનિત્યત્વની સિદ્ધિ કેમ નહિ થાય ? અને જો અનિશ્ચિત હોય તો તેમાં સંદિગ્ધાસિદ્ધતા દોષ લાવશે.

યોગ્ય-અયોગ્ય વિશેષણ દૂર કરીને-અર્થાત્ યોગ્ય કે અયોગ્ય નિત્યધર્મોની અનુપલબ્ધિ એમ નહિ, પણ કેવલ નિત્યધર્મોની અનુપલબ્ધિ નિશ્ચિત છે, એમ કહો તો પણ તે હેતુ વ્યભિચારી છે. કારણ કે નિત્યધર્મોની ઉપલબ્ધિ થાય પણ છે અને પ્રતિવાદીને આ નિત્ય ધર્માનુપલબ્ધિ હેતુ સ્વરૂપાસિદ્ધ છે, કારણ કે, પ્રતિવાદીને તે પક્ષમાં નિત્ય ધર્મોપલબ્ધિ પણ સિદ્ધ છે, એ જ રીતે એટલે કે નિત્યધર્માનુપલબ્ધિની જેમ અનિત્યધર્માનુપલબ્ધિની પરીક્ષા કરવી. માટે ત્રણ જ હેત્વાભાસો છે એ સિદ્ધ થયું. ૫૭

(પં૦)**लक्षणमि**ति न्यायादावित्युक्तम् । **यदस्मादि**त्यादिना एतदेव व्याचष्टे । **प्रकरणमि**ति प्रकरणं कर्मतापन्नम् । **यथे**त्यादिना दर्शयति । **तत्रापी**ति नित्यतासिद्धौ । **अयं चे**त्यादि सूरिः । **योग्यायोग्यविशेषणमपास्ये**ति नित्यसाधनयोग्य-अनित्यसाधनयोग्यविशेषणं त्यक्त्वा । **नित्यधर्मोपलब्धेरि**ति अत्र च काका व्याख्या । **अस्ये**ति प्रतिवादिनः । **एवमनित्यधर्माऽनुपलब्धिरपी**ति वादिनः स्वरूपसिद्धैव, अनित्यधर्मोपलब्धेस्तत्रास्य सिद्धेः ॥५७॥

अथ दृष्टान्ताभासान् भासयन्ति—

**साधर्म्येण दृष्टान्ताभासो नवप्रकारः ॥५८॥**

§ १ दृष्टान्तो हि प्राग् द्विप्रकारः प्रोक्तः, साधर्म्येण वैधर्म्येण च । ततस्तदाभासोऽपि तथैव वाच्य इति साधर्म्यदृष्टान्ताभासस्तावत्प्रकारतो दर्शितः॥५८॥

प्रकारानेव कीर्तयन्ति —

**साध्यधर्मविकलः, साधनधर्मविकलः, उभयधर्मविकलः, सन्दिग्धसाध्यधर्मा, सन्दिग्धसाधनधर्मा, सन्दिग्धोभयधर्मा, अनन्वयोऽप्रदर्शितान्वयो विपरीतान्वयश्चेति ॥५९॥**

§ १ इतिशब्दः प्रकारपरिसमाप्तौ, एतावन्त एव साधर्म्यदृष्टान्ताभासप्रकारा इत्यर्थः ॥५९॥

દૃષ્ટાન્તાભાસનું જ્ઞાપન —

**સાધર્મ્યથી દૃષ્ટાન્તાભાસ નવ પ્રકારે છે. ૫૮**

§૧ સાધર્મ્ય દૃષ્ટાન્ત અને વૈધર્મ્ય દૃષ્ટાન્ત, એમ દૃષ્ટાન્ત બે પ્રકારે છે. ત્રીજા પરિચ્છેદમાં પહેલાં કહેવાઈ ગયેલ છે, તેથી તેનો આભાસ પણ તે જ રીતે જાણવો જોઈએ. અહીં પ્રથમ સાધર્મ્ય દૃષ્ટાન્તાભાસ તેના ભેદપૂર્વક જણાવેલ છે. ૫૮.

સાધર્મ્ય દૃષ્ટાન્તભાસના પ્રકારો—

§૧ સાધ્યધર્મવિકલ, ૨ સાધનધર્મવિકલ, ૩ ઉભયધર્મવિકલ, ૪ સંદિગ્ધ-

સાધ્યધર્મા, ૫ સંદિગ્ધસાધનધર્મા, ૬ સંદિગ્ધોભયધર્મા, ૭ અનન્વય, ૮ અપ્રદર્શિતાન્વય, ૯ વિપરીતાન્વય ૫૯.

§૧ સૂત્રમાં 'ઇતિ' શબ્દ પ્રકારની સમાપ્તિ માટે છે, અર્થાત્ સાધર્મ્યદૃષ્ટાન્તાભાસના આટલા જ પ્રકારો છે એમ જાણવું. ૫૯.

क्रमेणामून् उदाहरन्ति—

**तत्रापौरुषेयः शब्दोऽमूर्तत्वाद् दुःखवदिति साध्यधर्मविकलः ॥१॥६०॥**

§ १ पुरुषव्यापाराभावे दुःखानुत्पादेन दुःखस्य पौरुषेयत्वात् । तत्रापौरुषेयत्वसाध्यस्यावृत्तेरयं साध्यधर्मविकल इति ॥१॥६०॥

**तस्यामेव प्रतिज्ञायां तस्मिन्नेव हेतौ परमाणुवदिति साधनधर्मविकलः ॥२॥६१॥**

§ १ परमाणौ हि साध्यधर्मोऽपौरुषेयत्वमस्ति, साधनधर्मस्त्वमूर्तत्वं नास्ति, मूर्तत्वात् परमाणोः ॥२॥६१॥

સાધર્મ્યદૃષ્ટાન્તાભાસનાં અનુક્રમે ઉદાહરણો—

**સાધ્યધર્મવિકલ**, જેમકે શબ્દ અપૌરુષેય છે, અમૂર્ત હોવાથી, દુઃખની જેમ. ૬૦

§૧ પુરુષના વ્યાપાર વિના દુઃખોત્પત્તિ થતી નથી માટે દુઃખ પૌરુષેય છે. તેથી કરીને આ દુઃખરૂપ દૃષ્ટાન્તમાં અપૌરુષેયત્વાત્મક સાધ્ય નથી માટે સાધ્યધર્મવિકલ નામના દૃષ્ટાન્તાભાસનું આ ઉદાહરણ છે એમ જાણવું ૬૦

તે જ પ્રતિજ્ઞા અને તે જ હેતુમાં પરમાણુરૂપ દૃષ્ટાન્ત સાધનધર્મથી વિકલ છે. ૬૧

§૧ દૃષ્ટાન્તરૂપ પરમાણુમાં અપૌરુષેયત્વ સાધ્ય તો છે, પરંતુ અમૂર્તત્વરૂપ સાધન તેમાં નથી, કારણ કે પરમાણુ મૂર્ત છે, માટે 'સાધનધર્મવિકલ' નામના દૃષ્ટાન્તાભાસનું આ ઉદાહરણ છે એમ જાણવું ૬૧.

(टि०) **तस्यामेवेति** अपौरुषेयः शब्दोऽमूर्तत्वात् परमाणुवत् ॥६१॥

इति श्रीसाधुपूर्णिमागच्छीयश्रीमदाचार्यगुणचन्द्रसूरिशिष्यपं०ज्ञानचन्द्रविरचिते रत्नाकरावतारिकाटिप्पनके षष्ठः परिच्छेदः ॥छ॥ गं० २०६ अ २१ ॥ छ ॥ श्रीः ॥

**कलशवदित्युभयधर्मविकलः ॥३॥६२॥**

तस्यामेव प्रतिज्ञायां तस्मिन्नेव च हेतौ कलशदृष्टान्तस्य पौरुषेयत्वान्मूर्तत्वाच्च साध्यसाधनोभयधर्मविकलता ॥३॥६२॥

**કલશરૂપ દૃષ્ટાન્ત ઉભયધર્મવિકલ છે. ૬૨.**

§૧ તે જ પ્રતિજ્ઞા અને તે જ હેતુરૂપ અનુમાનમાં કલશ દૃષ્ટાન્તમાં અપૌરુષેયત્વ સાધ્ય અને અમૂર્તત્વ સાધન એ બન્ને ધર્મો નથી, માટે 'આ ઉભયધર્મવિકલ' નામના દૃષ્ટાન્તાભાસનું ઉદાહરણ જાણવું. ૬૨.

**रागादिमानयं वक्तृत्वाद् देवदत्तवदिति सन्दिग्धसाध्यधर्मा ॥४॥६३॥**

देवदत्ते हि रागादयः सदसत्त्वाभ्यां संदिग्धाः, परचेतोविकाराणां परोक्षत्वाद् रागाद्यव्यभिचारिलिङ्गादर्शनाच्च ॥४॥६३॥

**मरणधर्माऽयं रागादिमत्त्वात् मैत्रवदिति संदिग्धसाधनधर्मा ॥५॥६४॥**

मैत्रे हि साधनधर्मो रागादिमत्त्वाख्यः संदिग्धः ॥५॥६४॥

**આ (પુરુષ) રાગાદિ યુક્ત છે, વક્તા હોવાથી, દેવદત્તની જેમ. દષ્ટાંત સંદિગ્ધ-સાધ્યધર્મનું છે. ૬૩**

§૧ દેવદત્તમાં રાગાદિ છે કે નથી-એવો સંદેહ છે, કારણ કે બીજાના ચિત્ત (મન)ના વિકારો પરોક્ષ છે, અને રાગાદિનું અવ્યભિચારી લિંગ કોઈ દેખાતું નથી, માટે આ 'સંદિગ્ધસાધ્યધર્મા' નામક દષ્ટાન્તાભાસનું ઉદાહરણ જાણવું. ૬૩

**આ પુરુષ મરણ ધર્મથી યુક્ત છે, રાગાદિમાન હોવાથી, મૈત્રની જેમ-આ સંદિગ્ધસાધનધર્મ છે. ૬૪.**

મૈત્રમાં 'રાગાદિમત્ત્વ' સાધન સંદિગ્ધ છે, માટે આ સંદિગ્ધસાધનધર્મા નામનું દષ્ટાન્તાભાસનું ઉદાહરણ જાણવું. ૬૪.

**नायं सर्वदर्शी रागादिमत्त्वात् मुनिविशेषवदिति सन्दिग्धोभयधर्मा ॥६॥६५॥**

मुनिविशेषे सर्वदर्शित्वरागादिमत्त्वाख्यौ साध्यसाधनधर्मौ संदिह्येते, तदव्यभिचारिलिङ्गादर्शनात् ॥६॥६५॥

**रागादिमान् विवक्षितः पुरुषो वक्तृत्वादिष्टपुरुषवदित्यनन्वयः ॥७॥६६॥**

यद्यपीष्टपुरुषे रागादिमत्त्वं च वक्तृत्वं च साध्यसाधनधर्मौ दृष्टौ, तथापि यो यो वक्ता स स रागादिमानिति व्याप्त्यसिद्धेरनन्वयत्वम् ॥७॥६६॥

**આ (પુરુષ) સર્વદર્શી નથી, રાગાદિમાન હોવાથી, મુનિવિશેષની જેમ. આ સંદિગ્ધોભયધર્મ છે. ૬૫**

§૧ મુનિવિશેષમાં સર્વદર્શિત્વ સાધ્ય અને રાગાદિમત્ત્વ સાધન છે કે નથી-તેનો સંદેહ છે. કારણ કે, તેનું અવ્યભિચારી લિંગ કોઈ જાણતું નથી, માટે આ સંદિગ્ધોભયધર્મા નામનું દષ્ટાન્તાભાસનું ઉદાહરણ જાણવું. ૬૫.

**વિવક્ષિત પુરુષ રાગાદિવાળો છે, વક્તા હોવાથી, ઈષ્ટ પુરુષની જેમ. આ અનન્વય છે. ૬૬**

§૧ ઈષ્ટ પુરુષમાં "રાગાદિમત્ત્વ" સાધ્ય અને 'વક્તૃત્વ' સાધન બન્ને ધર્મો દષ્ટ છે, તો પણ જે જે વક્તા હોય તે રાગાદિમાન્ હોય એવી અન્વય-વ્યાપ્તિ પ્રસિદ્ધ નથી, માટે આ અનન્વય દષ્ટાન્તાભાસનું ઉદાહરણ જાણવું. ૬૬

**अनित्यः शब्दः कृतकत्वात् घटवदित्यप्रदर्शितान्वयः ॥८॥६७॥**

§१ अत्र यद्यपि वास्तवोऽन्वयोऽस्ति तथापि वादिना वचनेन न प्रकाशित इत्यप्रदर्शितान्वयत्वम् । यद्यप्यत्र वस्तुनिष्ठो न कश्चिद्दोषस्तथापि परार्थानुमाने वचनगुणदोषानुसारेण वक्तृगुणदोषौ परीक्षणीयाविति भवत्यस्य वाचनिकं दुष्टत्वम् । एवं विपरीतान्वयाप्रदर्शितव्यतिरेकविपरीतव्यतिरेकेष्वपि द्रष्टव्यम् ॥८॥६७॥

શબ્દ અનિત્ય છે, કૃતક હોવાથી, ઘટની જેમ. આ અપ્રદર્શિતાન્વય છે. ૬૭

§૧ આ અનુમાનમાં વસ્તુનિષ્ઠ અન્વય-(વ્યાપ્તિ) છે, તો પણ વાદીએ તે સ્વવચન દ્વારા પ્રકાશિત કરેલ નથી માટે અહીં અપ્રદર્શિતાન્વય છે, એમ જાણવું. જો કે અહીં વસ્તુગત કોઈ દોષ નથી તો પણ પરાર્થાનુમાનમાં વચનના ગુણ અને દોષના અનુસારે વક્તાના પણ ગુણ અને દોષો પરીક્ષા કરવા લાયક છે, માટે આ અનુમાનમાં વાદીનો વચન નિમિત્તક દોષ છે, એમ જાણવું. માટે આ 'ઇષ્ટપુરુષ' અપ્રદર્શિતાન્વય દૃષ્ટાન્તાભાસનું ઉદાહરણ છે અને આ જ રીતે વિપરીતાન્વય, અપ્રદર્શિત, વ્યતિરેક, વિપરીત વ્યતિરેકમાં પણ સમજવું ૬૭

अनित्यः शब्दः कृतकत्वात्, यदनित्यं तत् कृतकं घटवदिति विपरीतान्वयः ॥९॥६८॥

§१ प्रसिद्धानुवादेन ह्यप्रसिद्धं विधेयम् । प्रसिद्धं चात्र कृतकत्वं हेतुत्वेनोपादानाद्, अप्रसिद्धं त्वनित्यत्वं साध्यत्वेन निर्देशात्; इति प्रसिद्धस्य कृतकत्वस्यैवानुवादसर्वनाम्ना यच्छब्देन निर्देशो युक्तः, न पुनरप्रसिद्धस्यानित्यत्वस्य; अनित्यत्वस्यैव च विधिसर्वनाम्ना तच्छब्देन परामर्श उपपन्नो न तु कृतकत्वस्य ॥९॥६८॥

શબ્દ અનિત્ય છે, કૃતક હોવાથી, જે અનિત્ય હોય તે કૃતક હોય, ઘટની જેમ. અહીં વિપરીતાન્વય છે. ૬૮

§૧ પ્રસિદ્ધ પદાર્થના અનુવાદથી અપ્રસિદ્ધનું વિધાન કરાય છે. આ અનુમાનમાં કૃતકત્વ પ્રસિદ્ધ છે, કારણ કે તે હેતુતરીકે ગ્રહણ કરેલ છે, અને અનિત્યત્વ અપ્રસિદ્ધ છે, કારણ કે, તેનો સાધ્ય તરીકે નિર્દેશ કરેલ છે. માટે પ્રસિદ્ધ કૃતકત્વનો જ અનુવાદવાચી સર્વનામ 'યદ્' શબ્દથી નિર્દેશ કરવો યોગ્ય છે, અપ્રસિદ્ધ અનિત્યત્વનો નિર્દેશ કરવો યોગ્ય નથી. અને 'અનિત્યત્વ'નો વિધિવાચક સર્વનામ 'તદ્' શબ્દ વડે પરામર્શ કરવો તે યુક્તિયુક્ત છે. પરંતુ કૃતકત્વનો 'તદ્' શબ્દથી નિર્દેશ યોગ્ય નથી, માટે અહીં ઘટરૂપ દૃષ્ટાન્ત વિપરીતાન્વય દૃષ્ટાન્તાભાસનું ઉદાહરણ છે ૬૮

अथ वैधर्म्यदृष्टान्ताभासमाहुः--

वैधर्म्येणापि दृष्टान्ताभासो नवधा ॥६९॥

तानेव प्रकारानुद्दिशन्ति--

असिद्धसाध्यव्यतिरेकोऽसिद्धसाधनव्यतिरेकोऽसिद्धोभयव्यतिरेकः, सन्दिग्धसाध्यव्यतिरेकः, सन्दिग्धसाधनव्यतिरेकः, सन्दिग्धोभयव्यति-

१ यच्छ मु॰

रेकोऽव्यतिरेकोऽप्रदर्शितव्यतिरेको विपरीतव्यतिरेकश्च ॥ ७० ॥

अथैतान् क्रमेणोदाहरन्ति—

तेषु भ्रान्तमनुमानं प्रमाणत्वात् यत् पुनर्भ्रान्तं न भवति न तत् प्रमाणं यथा स्वप्नज्ञानमिति असिद्धसाध्यव्यतिरेकः, स्वप्नज्ञानात् भ्रान्तत्वस्यानिवृत्तेः ॥१॥७१॥

વૈધર્મ્યદૃષ્ટાન્તાભાસનું કથન—

વૈધર્મ્યથી પણ દૃષ્ટાંતાભાસ નવ પ્રકારે છે. ૬૯

વૈધર્મ્ય દૃષ્ટાન્તાભાસના પ્રકારો—

૧. અસિદ્ધસાધ્યવ્યતિરેક, ૨. અસિદ્ધસાધનવ્યતિરેક, ૩. અસિદ્ધોભયવ્યતિરેક, ૪. સંદિગ્ધસાધ્યવ્યતિરેક, ૫. સંદિગ્ધસાધનવ્યતિરેક, ૬ સંદિગ્ધોભયવ્યતિરેક, ૭. અવ્યતિરેક, ૮. અપ્રદર્શિતવ્યતિરેક અને ૯. વિપરીતવ્યતિરેક. ૭૦.

વૈધર્મ્ય દૃષ્ટાન્તાભાસનાં અનુક્રમે ઉદાહરણો—

અનુમાન ભ્રાન્ત છે, કારણ કે તે પ્રમાણ છે. વળી, જે ભ્રાન્ત ન હોય તે પ્રમાણ ન હોય. જેમ કે સ્વપ્નજ્ઞાન. અહીં દૃષ્ટાન્ત અસિદ્ધસાધ્યવ્યતિરેકદૃષ્ટાન્તાભાસ છે, કારણ કે સ્વપ્નજ્ઞાનમાં ભ્રાંતિરૂપ સાધ્યનો અભાવ નથી. ૭૧.

निर्विकल्पकं प्रत्यक्षं प्रमाणत्वाद् यत् तु सविकल्पकं न तत् प्रमाणं यथा लैङ्गिकमित्यसिद्धसाधनव्यतिरेको लैङ्गिकात् प्रमाणत्वस्यानिवृत्तेः ॥२॥७२॥

नित्यानित्यः शब्दः सत्त्वात् यस्तु न नित्यानित्यः स न संस्तद्यथा स्तम्भ इत्यसिद्धोभयव्यतिरेकः स्तम्भान्नित्यानित्यत्वस्य सत्त्वस्य चाव्यावृत्तेः ॥३॥७३॥

व्यक्तमेतत् सूत्रत्रयमपि ॥३॥७३॥

असर्वज्ञोऽनाप्तो वा कपिलोऽक्षणिकैकान्तवादित्वाद् यः सर्वज्ञ आप्तो वा स क्षणिकैकान्तवादी यथा सुगत इति सन्दिग्धसाध्यव्यतिरेकः सुगतेऽसर्वज्ञतानाप्तत्वयोः साध्यधर्मयोर्व्यावृत्तेः सन्देहात् ॥४॥७४॥

§१ अयं च परमार्थतोऽसिद्धसाध्यव्यतिरेक एव क्षणिकैकान्तस्य प्रमाणबाधितत्वेन तदभिधातुरसर्वज्ञतानाप्तत्वप्राप्तेः केवलं तत्प्रतिक्षेपकप्रमाणमाहात्म्यपरामर्शनशून्यानां प्रमातॄणां सन्दिग्धसाध्यव्यतिरेकत्वेनाभास इति तथैव कथितः ॥४॥७४॥

પ્રત્યક્ષ નિર્વિકલ્પક (અનિશ્ચયાત્મક) છે, પ્રમાણ હોવાથી. સવિકલ્પ (નિશ્ચયાત્મક) હોય તે પ્રમાણ ન હોય, જેમકે અનુમાન. આમાં દૃષ્ટાંત અસિદ્ધસાધનવ્યતિરેકદૃષ્ટાંતાભાસ છે. કારણ કે અનુમાનમાં સાધ્યપ્રમાણત્વનો અભાવ નથી. ૭૨.

શબ્દ નિત્યાનિત્ય છે, સત્ હોવાથી. જે નિત્યાનિત્ય ન હોય તે સત્ ન હોય, જેમ કે સ્તમ્ભ આમાં. સ્તમ્ભ દૃષ્ટાન્ત અસિદ્ધોભયવ્યતિરેકદૃષ્ટાંતાભાસ છે. કારણ કે તેમાં નિત્યાનિત્ય સાધ્ય અને સત્ત્વ (સાધન) એ ઉભયનો અભાવ નથી. ૭૩

§૧ ઉપરનાં ત્રણેય સૂત્રોનો અર્થ સ્પષ્ટ છે. ૭૧–૭૩

કપિલ સર્વજ્ઞ આપ્ત નથી, કારણ કે તે એકાંત અક્ષણિકવાદી (નિત્યવાદી) છે. જે સર્વજ્ઞ કે આપ્ત હોય તે એકાંત ક્ષણિકવાદી (અનિત્યવાદી) હોય, જેમકે સુગત. આમાં સુગત સંદિગ્ધસાધ્યવ્યતિરેકદૃષ્ટાંતાભાસ છે. કારણ કે સુગતમાં અસર્વજ્ઞત્વ અનાપ્તત્વ સાધ્ય ધર્મોના અભાવનો સંદેહ છે. ૭૪

એકાન્ત ક્ષણિક પ્રમાણથી બાધિત હોવાથી તેનું કથન કરનારમાં અસર્વજ્ઞતા અને અનાપ્તત્વની પ્રાપ્તિ થાય છે. માટે આ દૃષ્ટાન્ત પરમાર્થથી અસિદ્ધસાધ્યવ્યતિરેક જ છે પરંતુ એકાન્ત ક્ષણિકત્વનું ખંડન કરનાર પ્રમાણના માહાત્મ્યના જ્ઞાનથી જેઓ રહિત છે તેવા પ્રમાતાઓને સંદેહ થતો હોવાથી. તેઓની અપેક્ષાએ સંદિગ્ધસાધ્યવ્યતિરેકરૂપે દૃષ્ટાન્તાભાસ છે, માટે તે રીતે કહેલ છે. ૭૪

**अनादेयवचनः कश्चिद्विवक्षितः पुरुषो रागादिमत्त्वाद् यः पुनरादेयवचनः स वीतरागस्तद्यथा शौद्धोदनिरिति सन्दिग्धसाधनव्यतिरेकः शौद्धोदनौ रागादिमत्त्वस्य निवृत्तेः संशयात् ॥५॥७५॥**

यद्यपि तद्दर्शनानुरागिणां शौद्धोदनेरादेयवचनत्वं प्रसिद्धं तथापि रागादिमत्त्वाभावस्तन्निश्चायकप्रमाणवैकल्यतः सन्दिग्ध एव ॥५॥७५॥

**न वीतरागः कपिलः करुणाऽऽस्पदेष्वपि परमकृपयाऽनर्पितनिजपिशितशकलत्वात् यस्तु वीतरागः स करुणास्पदेषु परमकृपया समर्पितनिजपिशितशकलस्तद्यथा तपनबन्धुरिति सन्दिग्धोभयव्यतिरेक इति तपनबन्धौ वीतरागत्वाभावस्य करुणाऽऽस्पदेष्वपि परमकृपयाऽनर्पितनिजपिशितशकलत्वस्य च व्यावृत्तेः सन्देहात् ॥६॥७६॥**

तपनबन्धुर्बुद्धो वैधर्म्यदृष्टान्ततया यः समुपन्यस्तः स न ज्ञायते किं रागादिमानुत वीतरागः, तथा करुणाऽऽस्पदेषु परमकृपया निजपिशितशकलानि समर्पितवान्नवा, तन्निश्चायकप्रमाणापरिस्फुरणात् ॥६॥७६॥

કોઈ વિવક્ષિત પુરુષ અગ્રાહ્ય વચનવાળો છે, રાગાદિમાન હોવાથી. પરંતુ અગ્રાહ્ય વચનવાળો હોય છે તે વીતરાગ હોય છે. જેમકે શૌદ્ધોદનિ–સુગત. આમાં શૌદ્ધોદનિ સંદિગ્ધસાધનવ્યતિરેક દૃષ્ટાંતાભાસ છે. કારણ કે, શૌદ્ધોદનિમાં 'રાગાદિમત્ત્વ' (સાધન)ના અભાવમાં સંદેહ છે. ૭૫

§૧ જો કે બૌદ્ધ દર્શનના અનુરાગી અનુયાયીઓને શૌદ્ધોદનિનું વચન ગ્રાહ્ય હોવાથી તેઓને શૌદ્ધોદનિનું વચન ગ્રાહ્યરૂપે પ્રસિદ્ધ છે, તો પણ રાગા-

દિમત્ત્વના અભાવનો નિશ્ચય કરાવી આપનાર પ્રમાણ મળતું નહિ હોવાથી તે સંદિગ્ધ છે. ૭૫.

કપિલ વીતરાગ નથી, કરુણાપાત્રવ્યક્તિઓને પરમ કરુણાથી પ્રેરાઈને તેણે પોતાના શરીરના માંસના ટુકડા આપ્યા ન હોવાથી. જે વીતરાગ હોય તે કરુણાપાત્રવ્યક્તિઓને પરમ કરુણાથી પ્રેરાઈને પોતાના શરીરને માંસના ટુકડા આપે છે, જેમકે તપનબન્ધુ-બુદ્ધ. આ સંદિગ્ધોભયવ્યતિરેકદૃષ્ટાન્તાભાસ છે. કારણ કે, તપનબન્ધુમાં વીતરાગત્વાભાવનો અભાવ અને કરુણાપાત્રવ્યક્તિઓને પરમ કૃપાથી પ્રેરાઈને પોતાના શરીરના માંસના ટુકડા ન દેવાનો અભાવ-એ બંનેમાં સંદેહ છે. ૭૬.

§૧ વૈધર્મ્યદૃષ્ટાન્ત તરીકે જણાવેલ તપનબન્ધુ-બુદ્ધ રાગાદિમાન્ છે કે વીતરાગ તેમજ કરુણાપાત્ર વ્યક્તિઓને પરમ કરુણાથી તેણે પોતાના શરીરના માંસના ટુકડા આપ્યા છે કે નહિ તે જણાતું નથી. કારણ કે તેનો નિશ્ચય કરનાર કોઈ પ્રમાણ સ્ફુરાયમાન થતું નથી. ૭૬.

**न वीतरागः कश्चिद्विवक्षितः पुरुषो वक्तृत्वात् यः पुनर्वीतरागो न स वक्ता यथोपलखण्ड इत्यव्यतिरेकः ॥७॥७७॥**

यद्यपि किलोपलखण्डादुभयं व्यावृत्तं तथापि व्याप्त्या व्यतिरेकासिद्धेरव्यतिरेकत्वम् ॥७॥७७॥

**अनित्यः शब्दः कृतकत्वादाकाशवदित्यप्रदर्शितव्यतिरेकः ॥८॥७८॥**

अत्र यदनित्यं न भवति तत्कृतकमपि न भवतीति विद्यमानोऽपि व्यतिरेको वादिना स्ववचनेन नोद्भावित इत्यप्रदर्शितव्यतिरेकत्वम् ॥८॥७८॥

**अनित्यः शब्दः कृतकत्वाद् यदकृतकं तन्नित्यं यथाऽऽकाशमिति विपरीतव्यतिरेकः ॥९॥७९॥**

§१ वैधर्म्यप्रयोगे हि साध्याभावः साधनाभावाक्रान्तो दर्शनीयो न चैवमत्रेति विपरीतव्यतिरेकत्वम् ॥९॥७९॥

કોઈ વિવક્ષિત પુરુષ વીતરાગ નથી, વક્તા હોવાથી. જે વીતરાગ હોય તે વક્તા ન હોય. જેમકે પથ્થરનો ટુકડો. આમાં પથ્થરના ટુકડા રૂપ દૃષ્ટાન્ત અવ્યતિરેકદૃષ્ટાન્તાભાસ છે. ૭૭.

§૧ જો કે દૃષ્ટાન્તરૂપ પથ્થરના ટુકડામાં વીતરાગત્વ (સાધ્ય) અને વક્તૃત્વ (સાધન) બન્નેનો અભાવ છે. તો પણ વ્યાપ્તિદ્વારા તે વ્યતિરેક-(અભાવ) અસિદ્ધ છે. માટે આ દૃષ્ટાન્ત અવ્યતિરેકદૃષ્ટાન્તાભાસ છે. ૭૭.

શબ્દ અનિત્ય છે, કૃતક હોવાથી, જેમકે-આકાશ. આ અપ્રદર્શિત વ્યતિરેક દૃષ્ટાન્તાભાસ છે. ૭૮

§૧ જે અનિત્ય ન હોય તે કૃતક પણ ન હોય એ પ્રમાણે વ્યતિરેક વ્યાપ્તિ છે તો ખરી, પરંતુ વાદીએ પોતાના વચન દ્વારા તેનું ઉદ્ભાવન કરેલ નથી. માટે આ અપ્રદર્શિતવ્યતિરેક દૃષ્ટાન્તાભાસ છે. ૭૮.

શબ્દ અનિત્ય છે, કૃતક હોવાથી, જે અકૃતક હોય, તે નિત્ય હોય, જેમકે–આકાશ. આ વિપરીતવ્યતિરેકદૃષ્ટાન્તાભાસ છે. ૭૯

§૧ વૈધર્મ્ય પ્રયોગમાં સાધ્યાભાવ સાધનાભાવથી આક્રાન્ત બતાવવો જોઈએ એટલે કે સાધ્યાભાવને કારણે સાધનાભાવ હોય છે એમ બતાવવું જોઈએ. પરંતુ અહીં તેમ નથી. માટે આ વિપરીતવ્યતિરેકદૃષ્ટાન્તાભાસ છે. ૭૯.

(પં૦) **यद्यपि किलोपलखण्डादित्यादिगद्ये, अव्यतिरेकत्वमिति** जडत्वान्न वक्ति वीतरागत्वाद्वेति सन्देहः ।१७७।।

अथोपनयननिगमनाभासौ प्रभाषन्ते—

**उक्तलक्षणोल्लङ्घनेनोपनयनिगमनयोर्वचने तदाभासौ ॥८०॥**

§१ 'हेतोः साध्यधर्मिण्युपसंहरणमुपनयः' इत्युपनयस्य लक्षणम्; 'साध्यधर्मस्य पुनर्निगमनम्' इति निगमनस्येति ॥८०॥

उपनयाभासमुदाहरन्ति—

**यथा परिणामी शब्दः कृतकत्वाद् यः कृतकः स परिणामी यथा कुम्भ इत्यत्र परिणामी च शब्द इति कृतकश्च कुम्भ इति च ॥८१॥**

§१ इह साध्यधर्मं साध्यधर्मिणि साधनधर्मं वा दृष्टान्तधर्मिणि उपसंहरत उपनयाभासः ॥८१॥

निगमनाभासमुदाहरन्ति—

**तस्मिन्नेव प्रयोगे तस्मात् कृतकः शब्द इति तस्मात् परिणामी कुम्भ इति च ॥८२॥**

§१ अत्रापि साधनधर्मं साध्यधर्मिणि साध्यधर्मं वा दृष्टान्तधर्मिणि उपसंहरतो निगमनाभासः । एवं पक्षशुद्ध्याद्यवयवपञ्चकस्य भ्रान्त्या वैपरीत्यप्रयोगे तदाभास-पञ्चकमपि तर्कणीयम् ॥८२॥

ઉપનય અને નિગમનાભાસનું નિરૂપણ—

**જે લક્ષણો કહેવામાં આવેલ છે તેનું ઉલ્લંઘન કરીને ઉપનય અને નિગમનનું કથન કરવાથી ઉપનયાભાસ અને નિગમનાભાસ થાય છે. ૮૦**

§ ૧. 'હેતુનો પક્ષમાં ઉપસંહાર ઉપનય છે'—[૩. ૪૯] આ પ્રમાણે ઉપનયનું લક્ષણ અને "સાધ્યનો પક્ષમાં ઉપસંહાર તે નિગમન'–[૩. ૪૧] આ પ્રમાણે નિગમનનું લક્ષણ પૂર્વે કહેલ છે. ૮૦.

ઉપનયાભાસનું ઉદાહરણ—

શબ્દ પરિણામી છે, કૃતક હોવાથી, જે કૃતક હોય તે પરિણામી હોય છે, જેમકે, કુંભ. આ સ્થળે શબ્દ પરિણામી છે, અને કુંભ કૃતક છે, એ પ્રમાણે ઉપસંહાર કરવો તે ઉપનયાભાસ છે. ૮૧

§૧ અહીં સાધ્યધર્મનો સાધ્યધર્મી(પક્ષ)માં અને સાધનધર્મનો દૃષ્ટાન્ત ધર્મી(સપક્ષ)માં ઉપસંહાર કરવાથી ઉપનયાભાસ થાય છે. ૮૧.

નિગમનાભાસનું ઉદાહરણ—

અને એ જ અનુમાન પ્રયોગમાં–તેથી શબ્દ કૃતક છે. અને તેથી કુંભ પરિણામી છે, આ પ્રમાણે કહેવું તે નિગમનાભાસ છે. ૮૨.

§૧ અહીં પણ સાધનધર્મનો સાધ્યધર્મી-(પક્ષ)માં અને સાધ્ય ધર્મનો દૃષ્ટાંતધર્મી-(સપક્ષ)માં ઉપસંહાર કરવાથી નિગમનાભાસ થાય છે. એ જ પ્રકારે પક્ષશુદ્ધયાદિ પાંચે અવયવોમાં વિપર્યય કરવામાં આવે તો તેમનો પણ પાંચ પ્રકારનો આભાસ થાય છે એ વિચારી લેવું. ૮૨.

इत्थमनुमानाभासमभिधायागमाभासमाहुः—

**अनाप्तवचनप्रभवं ज्ञानमागमाभासम् ॥८३॥**

§१ अभिधेयं वस्तु यथावस्थितं यो जानीते यथाज्ञानं चाभिधत्ते स आप्त उक्तस्तद्विपरीतोऽनाप्तस्तद्वचनसमुत्थं ज्ञानमागमाभासं ज्ञेयम् ॥ ८३ ॥

अत्रोदाहरन्ति—

**यथा मेकलकन्यकायाः कूले तालहिन्तालयोर्मूले सुलभाः पिण्डखर्जूराः सन्ति त्वरितं गच्छत गच्छत शावकाः ॥८४॥**

§१ रागाक्रान्तो ह्यनाप्तः पुरुषः क्रीडापरवशः सन्नात्मनो विनोदार्थं किञ्चन वस्त्वन्तरमलभमानः शावकैरपि समं क्रीडाऽभिलाषेणेदं वाक्यमुच्चारयति ॥८४॥

આ પ્રમાણે અનુમાનાભાસનું નિરૂપણ કરીને હવે આગમાભાસ વિષે કહે છે—

**અનાપ્તપુરુષના વચનથી ઉત્પન્ન થનારું જ્ઞાન આગમાભાસ છે. ૮૩**

§૧ 'અભિધેય વસ્તુને યથાર્થરૂપે જે જાણે છે અને જાણ્યા પ્રમાણે જે કહે છે તે આપ્ત છે'—[૪. ૪] આ પ્રમાણે આપ્ત પુરુષનું લક્ષણ કહેલ છે, તેનાથી વિપરીત તે અનાપ્ત છે. તેના વચનથી ઉત્પન્ન થયેલ જ્ઞાન આગમાભાસ જાણવું. ૮૩

આગમભાસનું ઉદાહરણ—

**રેવા (નર્મદા) નદીના કાંઠે તાલ અને હિંતાલ વૃક્ષના મૂળમાં પિંડ ખજૂર સુલભ છે માટે હે બાળકો ! જલદી જાઓ, જલદી જાઓ. ૮૪**

§૧ રાગયુક્ત પુરુષ અનાપ્ત છે. ક્રીડાને પરવશ બનેલો તે પોતાના વિનોદને માટે બીજી કોઈ વસ્તુ ન મળવાથી બાળકો સાથે ક્રીડાની ઈચ્છાથી આવું બોલે છે. ૮૪.

एवमुक्तः प्रमाणस्य स्वरूपाभासः; संप्रति संख्याऽऽभासमाख्यान्ति—

**प्रत्यक्षमेवैकं प्रमाणमित्यादिसंख्यानं तस्य संख्याऽऽभासम् ॥८५॥**

§१ प्रत्यक्षपरोक्षभेदाद्धि प्रमाणस्य द्वैविध्यमुक्तम्; तद्वैपरीत्येन प्रत्यक्षमेव, प्रत्यक्षानुमाने एव, प्रत्यक्षानुमानागमा एव प्रमाणमित्यादिकं चार्वाकवैशेषिकसौगतसांख्यादितीर्थान्तरीयाणां संख्यानं, तस्य प्रमाणस्य संख्याऽऽभासम् ।

प्रमाणसंख्याभ्युपगमश्च परेषामिताऽवसेयः—

चार्वाकोऽध्यक्षमेकं सुगतकणभुजौ सानुमानं सशाब्दं
तद् द्वैतं पारमर्षः सहितमुपमया तत् त्रयं चाक्षपादः ।
अर्थापत्त्या प्रभाकृद् वदति च निखिलं मन्यते भट्ट एतत्
साभावं, द्वे प्रमाणे जिनपतिसमये स्पष्टतोऽस्पष्टतश्च ॥१॥८५॥

ઉપર મુજબ પ્રમાણના સ્વરૂપાભાસનું વર્ણન કર્યું. હવે પ્રમાણની સંખ્યાના આભાસનું કથન—

**પ્રત્યક્ષ જ એક માત્ર પ્રમાણ છે. આ પ્રમાણે પ્રમાણની સંખ્યાનું કથન તે પ્રમાણનો સંખ્યાભાસ છે. ૮૫.**

§૧ પ્રત્યક્ષ અને પરોક્ષના ભેદથી પ્રમાણ બે પ્રકારે છે, એમ પૂર્વે કહેવાઈ ગયેલ છે અને તેનાથી વિપરીત-'પ્રત્યક્ષ' એ એક જ પ્રમાણ છે, એવું ચાર્વાકનું, 'પ્રત્યક્ષ' અને અનુમાન' એ બે જ પ્રમાણ છે એવું સૌગત અને વૈશેષિકનું, 'પ્રત્યક્ષ, અનુમાન અને આગમ' એ ત્રણ જ પ્રમાણ છે એમ સાંખ્ય વિગેરે અન્ય દાર્શનિકોએ કરેલ સંખ્યાનું કથન પ્રમાણનો સંખ્યાભાસ છે.

§૨ અન્ય દાર્શનિકો કેટલાં પ્રમાણ માને છે તે આ શ્લોકથી જાણવું—

"ચાર્વાક માત્ર પ્રત્યક્ષ પ્રમાણ માને છે. સૌગત અને વૈશેષિક-પ્રત્યક્ષ અને અનુમાન એમ બે પ્રમાણ માને છે. સાંખ્ય-પ્રત્યક્ષ, અનુમાન અને આગમ એમ ત્રણ પ્રમાણ માને છે. અક્ષપાદ—પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને આગમ એમ ચાર પ્રમાણ માને છે. પ્રભાકર-પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, આગમ અને અર્થાપત્તિ એમ પાંચ પ્રમાણ માને છે, અને ભટ્ટ (કુમારિલ) પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, આગમ, અર્થાપત્તિ અને અભાવ એમ છ પ્રમાણ માને છે, જ્યારે જૈનદર્શનકારોએ સ્પષ્ટ અને અસ્પષ્ટ-(અર્થાત્ પ્રત્યક્ષ અને પરોક્ષ) એમ બે જ પ્રમાણ માનેલ છે. ૮૫.

(पं०) **प्रत्यक्षमेवैकमित्यादि** गद्ये । **तस्येति** प्रमाणस्य । **द्वैविध्यमुक्तमिति** अस्माभिः । **प्रत्यक्षमित्यादि** गद्ये यद्वैशेषिकाणां प्रमाणद्वयमुक्तं तत् **श्रीधराभिप्रायेण** ॥

**पारमर्ष** इति कपिलः ॥८५॥

अथ विषयाभासं प्रकाशयन्ति—

**सामान्यमेव, विशेष एव, तद्द्वयं वा स्वतन्त्रमित्यादिस्तस्य विषयाभासः ॥८६॥**

§१ सामान्यमात्रं सत्ताद्वैतवादिनो, विशेषमात्रं सौगतस्य, तदुभयं च स्वतन्त्रं नैयायिकादेरित्यादिरेकान्तस्तस्य प्रमाणस्य विषयाभासः । आदिशब्दान्नित्यमेवानित्यमेव तद्द्वयं वा परस्परनिरपेक्षमित्याद्येकान्तपरिग्रहः ॥८६॥

अथ फलाभासमाहुः—

**अभिन्नमेव भिन्नमेव वा प्रमाणात् फलं तस्य तदाभासम् ॥८७॥**

अभिन्नमेव प्रमाणात् फलं बौद्धानां, भिन्नमेव नैयायिकादीनां तस्य प्रमाणस्य तदाभासं फलाभासं; यथा फलस्य भेदाभेदैकान्तावकान्तावेव तथा सूत्रत एव प्रागुपपादितमिति ॥८७॥

**इति प्रमाणनयतत्त्वालोकालङ्कारे श्रीरत्नप्रभाचार्यविरचितायां रत्नाकरावतारिकाख्यलघुटीकायां फलप्रमाणस्वरूपाद्याभासनिर्णयो नाम षष्ठः परिच्छेदः ।**

---

પ્રમાણનો વિષયાભાસ—

**સામાન્ય જ પ્રમાણનો વિષય છે, અથવા વિશેષ જ પ્રમાણનો વિષય છે કે સ્વતન્ત્ર-(પરસ્પર અત્યંત ભિન્ન) સામાન્ય અને વિશેષ પ્રમાણનો વિષય છે વગેરે વિષયાભાસ છે. ૮૬.**

§૧ સત્તાદ્વૈતવાદીઓ માત્ર સામાન્યને જ, બૌદ્ધો માત્ર વિશેષને જ અને નૈયાયિકાદિ પરસ્પર સર્વથા ભિન્ન સામાન્ય અને વિશેષને આ પ્રમાણે એકાન્તરૂપે પ્રમાણના વિષય તરીકે માનતા હોવાથી તે પ્રમાણનો વિષયાભાસ છે. સૂત્રમાં કહેલ 'આદિ'શબ્દથી પ્રમાણનો વિષય માત્ર નિત્ય છે, કે માત્ર અનિત્ય છે, કે પરસ્પર નિરપેક્ષ નિત્ય અને અનિત્ય ઉભય પ્રમાણનો વિષય છે, આદિ જે માન્યતા છે તેમનો પણ સમાવેશ સમજી લેવો. ૮૬.

પ્રમાણનો ફલાભાસ—

**પ્રમાણનું ફલ પ્રમાણથી સર્વથા અભિન્ન જ છે, અથવા સર્વથા ભિન્ન જ છે, એવું મન્તવ્ય તે પ્રમાણનો ફલાભાસ છે. ૮૭.**

§૧ બૌદ્ધો પ્રમાણનું ફલ પ્રમાણથી સર્વથા અભિન્ન માને છે, અને નૈયાયિકાદિ પ્રમાણનું ફલ પ્રમાણથી સર્વથા ભિન્ન માને છે, તો તે પ્રમાણનો ફલાભાસ છે અને પ્રમાણથી ફલનો એકાન્ત ભેદ કે એકાન્ત અભેદ માનવો તે યુક્તિયુક્ત નથી તે સૂત્ર દ્વારા આ જ પરિચ્છેદમાં પહેલાં કહેવાઈ ગયેલ છે. ૮૭.

એ પ્રમાણે "પ્રમાણનયતત્ત્વાલોક" નામના ગ્રંથમાં શ્રીરત્નપ્રભાચાર્ય મહારાજ વિરચિત "રત્નાકરાવતારિકા" નામની લઘુ ટીકામાં 'ફલ અને પ્રમાણના સ્વરૂપાદિના આભાસનો નિર્ણય' નામનો છઠ્ઠો પરિચ્છેદ સમાપ્ત થયો. તેનો

શ્રીરૈવતાચલ ચિત્રકૂટાદિ પ્રાચીન (જીર્ણ) તીર્થોદ્ધારક શ્રીવિજયનીતિસૂરીશ્વરજીના શિષ્યાણુ મુનિ મલયવિજયજીએ સ્વઅભ્યાસ સમયે કરેલ ગુર્જર ભાષાનુવાદ પણ સમાપ્ત થયો.

(पं०) **अभिन्न**मेवेति अभिन्नमेव सौगतानाम् । **भिन्नमेव** यौगानाम् ॥॥८७॥

**॥इति षष्ठः परिच्छेदः॥**

**अत्र च वादस्थलानि**--यौगाभिमतप्रमाणफले भेदैकान्तनिराकरणम् १, सौगताभिप्रेतप्रमाणफलाभेदैकान्तनिराकरणम् २, स्वाभिप्रेतप्रमाणफलभेदाऽभेदनियमनम् ३, कर्तृ-क्रिययोर्भेदाभेदस्थापनम् ४, प्रमाणफलव्यवहारसांवृतत्ववादिनिरासः ५, व्यधिकरणासिद्धहेत्वाभासनिरासः ६, आश्रयासिद्धहेत्वाभासनिरासः ७, आश्रयैकदेशासिद्धहेत्वाभासनिरासः ८, संदिग्धाश्रयासिद्ध-संदिग्धाश्रयैकदेशासिद्ध-आश्रयसंदिग्धवृत्त्यसिद्ध--आश्रयैकदेशसंदिग्धवृत्ति-व्यर्थविशेषणविशेष्यासिद्ध-व्यर्थैकदेशासिद्धहेत्वाभासनिरासः ९, अन्यतरासिद्धहेत्वाभासस्थापनम् १०, असाधारणानैकान्तिकविरुद्धाव्यभिचारि अकिञ्चित्करकालात्ययापदिष्टप्रकरणसमनिरासः ११--एवं एकादश ॥छ॥ श्री ॥

# રત્નાકરાવતારિકાનાં ટિપ્પણો

## તૃતીય પરિચ્છેદ

૨. ૧ **'संस्कारप्रबोध'**—સંસ્કારપ્રબોધનાં કારણો છે : सदृशादृष्टचिन्ताद्याः स्मृतिबीजस्य बोधकाः ।

સાદૃશ્ય, અદૃષ્ટ, ચિન્તા, સાહચર્ય વગેરે સંસ્કારપ્રબોધનાં કારણો છે.

૫૫. ૨ **'यत्र साधन......जलाशये ॥'** તુલના—

साध्यं व्यापकमित्याहुः साधनं व्याप्यमुच्यते ।
प्रयोगेऽन्वयवत्येवं व्यतिरेके विपर्ययः ॥ સ્યાદ્વાદરત્નાકર પૃ. ૫૬૯

૭૭. ૨ **'देवद्रव्य'** આ શબ્દનો અર્થ देवस्य द्रव्यम्' અર્થાત્ દેવનું દ્રવ્ય એવો કરતાં જિનેશ્વરભગવંતની વીતરાગતામાં દોષ આવે એટલે 'चतुर्थ्यन्त-पदमेव देवता' એ જૈમિનિના વચનને ટાંકી देवस्य ને બદલે देवाय રાખી દેવને માટેનું દ્રવ્ય એવો અર્થ કરવાનું આ૦ વાદિદેવસૂરિ સૂચવે છે. 'ब्राह्मणयवागू' માં જેમ 'ब्राह्मणस्य यवागू' બ્રાહ્મણની યવાગૂ-રાબ એવો અર્થ કરાતો નથી પણ જૈમિનિના આ વચનથી 'ब्राह्मणाय यवागू' એટલે બ્રાહ્મણ માટે યવાગૂ એવો અર્થ કરાય છે તેમ અહીં પણ 'देवस्य द्रव्यम्' એટલે દેવનું દ્રવ્ય એવો અર્થ કરી સ્વામિત્વ દર્શાવવું તે ભૂલ છે પરંતુ 'देवाय द्रव्यम्' એટલે દેવ માટે દ્રવ્ય એવો અર્થ કરવો યોગ્ય છે.

## ચતુર્થ પરિચ્છેદ

૮૭. ૩૧ **'करपल्लवो'** કરપલ્લવી આદિ માટે જુઓ સંગીતોપનિષત્સારોદ્ધાર પ. ૧૦૩.

૮૮. ૧૩ **'ऋष्यार्यम्लेच्छ'** ऋषि-आर्य-म्लेच्छानां समानं लक्षणम्'(ન્યાયભાષ્ય ૧.૧.૭)

૯૧. ૧૫ **'हंसपक्षादिहस्त'** ભરતનાટ્ય શાસ્ત્રમાં પ્રસિદ્ધ હંસપક્ષહંસ-મુદ્રામાટે જુઓ નાટ્યશાસ્ત્ર ૯-૧૦૬ અને સંગીતોપનિષત્સારોદ્ધાર ૫-૭૯

૯૩. ૩ **साधूपास्याप्रसङ्ग** તુલના— स्तुतिः स्तोतुः साधोः कुशलपरिणामाय સ્વયંભૂસ્તોત્ર (નેમિનાથ). साधूपास्यापसङ्गः આવો પાઠ કલ્પી ૨ કાય છે.

૧૩૩. ૨૯ **प्रकारकात्स्‍र्न्य** સર્વ એટલે કાત્સ્‍ર્ન્ય, અને તેના ત્રણ પ્રકારો છે. વ્યક્તિકાત્સ્‍ર્ન્ય, પ્રકારકાત્સ્‍ર્ન્ય, અને દ્રવ્યકાત્સ્‍ર્ન્ય.

૧૭૨. ૩૨ **'विकलादेशः'**—સકલાદેશમાં કાલાદિ દ્વારા જે દ્રવ્યાર્થિકનયની મુખ્યતા અને પર્યાયાર્થિકનયની ગૌણતા દ્વારા અભેદમાં ભેદ અને પર્યાયાર્થિકનયની મુખ્યતા અને દ્રવ્યાર્થિકનયની ગૌણતા દ્વારા ભેદમાં અભેદનાં ઉપચારના આઠ આઠ દૃષ્ટાન્તો આપ્યા તેને ઉલટાવવાથી એટલે કે પર્યાયાર્થિકનયની મુખ્યતા અને દ્રવ્યાર્થિકનયની ગૌણતા વડે ભેદમાં અભેદ અને દ્રવ્યાર્થિકનયની મુખ્યતા અને પર્યાર્થિકનયની ગૌણતા વડે થતા અભેદમાં ભેદનો ઉપચાર કરવાથી તેનાં તે જ દૃષ્ટાંતો વિકલાદેશમાં ઘટી શકશે. સૂત્ર ૪૫ ની ટીકામાં નયવિચાર અવસરે જણાવીશું એમ કહેલ પણ પરિચ્છેદ ૭માં નય પ્રકરણમાં તે વાત નથી એટલે આ સૂચન કર્યું છે.

## પંચમ પરિચ્છેદ

સૂ. ૧ **'सामान्यविशेषादि'** आदि પદથી સત્-અસત્, નિત્ય-અનિત્ય, અભિલાપ્ય-અનભિલાપ્ય સૂચવાય છે.

૧૮૫. ૩૦ '**सामर्थ्यघटनाच्च**' સૂત્રમાં ગ્રહણ કરેલ ચકારથી सदसदाकार-प्रतीतिविषयत्वात् વગેરે હેતુઓ સંગૃહીત થાય છે. પ્રથમ સૂત્ર અને બીજું સૂત્ર સાથે લેતાં અનુમાનપ્રયોગ થાય છે.

૨૧૨. ૧૯ '**उत्प्लवन्ते**' આ પ્રયોગ નૈયાયિકો માટે પ્રચલિત છે. જુઓ—

प्रायेण वैयाकरणाः पिशाचाः प्रयोगमन्त्रेण विनिवारणीयाः ।
उत्प्लुत्य उत्प्लुत्य खमाप्लुवन्तः कथं नु वार्याः खलु गौतमीयाः ॥

षष्ठ परिच्छेद

૨૨૧. ૧ '**फल**' વિષય અને ફલનો ભેદ છે. પ્રત્યક્ષાદિ પ્રમાણોનો વિષય નીલાદિ છે, જ્યારે તેનું ફલ જ્ઞાનોત્પત્તિરૂપ ક્રિયા છે.

૨૨૬. ૩ '**साधकतम**'— અનેક સાધકોમાંથી જે સાધન દ્વારા કાર્ય સિદ્ધ થાય તે.

૨૨૯. ૩૦ '**अभिन्नं**' 'विषयाधिगतिश्चात्र प्रमाणफलमिष्यते ॥ स्ववित्तिर्वा प्रमाणं तु सारूप्यं योग्यतापि वा ॥१३४४॥ તત્ત્વસંગ્રહ.

૨૩૧. ૧૩ '**नहि सारूप्यमस्य प्रमाणम्**' अस्य-જ્ઞાનનું, 'अस्य' શબ્દનો અર્થ ટિપ્પણકારે 'सौगतस्य' એ પ્રમાણે કરેલ છે, તે અર્થ પણ યોગ્ય છે, કારણ કે આ માન્યતા તો તેમની જ છે, પરંતુ અહીં ટીકામાં તેનો સીધો નિર્દેશ ન હોવાથી અમે પ્રકરણાનુસાર અર્થ કરેલ છે.

૨૩૬. ૩૨ સૂત્રગત '**आदि**' શબ્દથી એવા પ્રકારનાં બીજાં સ્મરણયુક્ત અનુમાન તથા આગમજન્ય જ્ઞાન અને માત્ર સંકલન જેવાં જ્ઞાનો પણ પ્રત્યભિજ્ઞાનાભાસો જાણવા.

૨૫૦. ૩૦ '**विज्ञानेन्द्रियायुर्निरोधलक्षणमरणरहितत्वात्**' જુઓ ન્યાયબિંદુ પૃ. ૮૯

૨૭૦. ૧૩ '**नन्वन्यतरासिद्धिः**' અન્યતરાસિદ્ધિ નામનો હેત્વાભાસ નથી. ન્યાયમંજરી પૃ. ૧૬૨

૨૮૯. ૨૮ '**कालातीतः**' 'कालात्यापदिष्टः कालातीतः' આ ન્યાયસૂત્ર છે. જુઓ ન્યાયસૂત્ર ૧.૨.૯.

૨૯૦.૫ '**प्रकरणसमः**' 'यस्मात्प्रकरणचिन्ता स निर्णयार्थमपदिष्टः प्रकरणसमः' આ પણ ન્યાયસૂત્ર (૧.૨.૭) છે.

૨૯૮ ૨૪ '**पक्षशुद्धयादि**' પક્ષમાં પ્રતીતસાધ્યાદિરૂપ દોષ હોવા છતાં તે દોષો નથી પરંતુ પક્ષ શુદ્ધ છે એવો ભ્રમ થાય ત્યારે પક્ષશુદ્ધયાભાસ બને છે. તેવી જ રીતે: હેતુમાં અસિદ્ધાદિ દોષો હોવા છતાં, દૃષ્ટાન્તમાં સાધર્મ્ય વૈધર્મ્યના દોષો હોવા છતાં તેમ જ ઉપનય અને નિગમનમાં પણ તે તે દોષો હોવા છતાં તે તે હેતુ, દૃષ્ટાન્ત, ઉપનય અને નિગમન શુદ્ધ છે એવો ભ્રમ થાય ત્યારે અનુક્રમે હેતુશુદ્ધયાભાસ, દૃષ્ટાન્તશુદ્ધયાભાસ, ઉપનયશુદ્ધયાભાસ અને નિગમનશુદ્ધયાભાસ બને છે.

---